બંગાળ શ્રી[illegible]ની

# રજપુત રમણીઓ.

કિંમત રૂ. ૧-૦-૦

૭૮૬



# શરૂઆતના બે બોલ.



પાક પરવર દિગારની હમ્દ (આરાધના) અને તેના મહાન પયગમ્બર સ૦ અ૦ સ૦ ની સના (સ્તુતી) બાદ ભાઈઓની સેવામાં વિનંતી કરવામાં આવે છે કે આ પુસ્તક પહેલાના જમાનામાં હીંદુ મુસલમાનો વચ્ચે કેટલો નિકટનો સંબંધ હતો અને તેઓ એક બીજા સાથે કેવી ઉદારતા બરતાતા હતા તે દેખાડવાના શુભ ઉદ્દેશથી બહાર પાડવામાં આવ્યું છે. અને તેમાંની દરેક હકીકત માટે જુના ઐતિહાસિક પુસ્તકોના સબળ પુરાવા અને આધાર પણ આપવામાં આવ્યા છે કે જેથી તેના ખરા પણા વિશે કોઈને પણ શંકા રહે નહીં.

જોધપુર અને જેપુર જેવા બળવાન રાજ્યોના જુના રજપુત રાજકર્તાઓએ પોતાની કુંવરીઓ ઇસ્લામી શાહેનશાહોને આપી તે ઉપરથી તેમનું અનુકરણ કરી બીજા પણ કેટલાક રજપુત રાજાઓને પોતાની કુંવરીઓ બાદશાહોને આપવામાં કોઈ પણ પ્રકારની હાની જણાઈ નહીં. અને હાલ પણ અજમેર વિગેરે કેટલેક ઠેકાણે મુસલમાન રાજકર્તાઓને રજપુત કન્યાઓ મળે છે જેના જીવતા જાગતા દાખલા ઘણે ઠેકાણે મોજુદ છે. આ પ્રથા જુના વખતથી ચાલુ છે

અને તેમ કરવું એ રજપુતો માટે જોધપુર અને જેપુરના પહેલાના રાજાઓનું માત્ર અનુકરણ છે.

પહેલાના જમાનાથી સનાતની હીંદુ રાજાઓ પોતાની કુંવરીઓ ઇસ્લામી બાદશાહોને ખુશીથી આપતા આવ્યા છે એ એક ઐતિહાસિક બિના છે. આપણે તો એજ કહીશું કે આમાં એ હીંદુ રાજાઓના નિખાલસપણાનો ઉમદા ગુણ રહેલો છે. મુસલમાન બાદશાહોએ તેમને માટે અંતરે લાગણી બતાવી તો તે લાગણીનો બદલો વાળવામાં તેમણે આ પ્રમાણે પોતાથી જેટલું બન્યું તેટલું કર્યું છે અને તેનુંજ આ પરિણામ છે. એ રજપુત રાજાઓ એવા બીકણ નહોતા કે તેમણે બીકને માર્યે પોતાની કુંવરીઓ આપી છે; પણ તેમણે બાદશાહો સાથેના પોતાના થએલા ગાઢા પરિચયને લીધે આવું કર્યું છે. એટલે તેમને બીકણ કહેવા એ રજપુત જેવી શુરી કોમનું હડહડતું અપમાન કરવા જેવું છે.

રાજદ્વારી સંબંધ બંધાયા પછી ખાસ અંગત સંબંધ એટલા માટે ગાઢો થવા પામ્યો હતો કે બાદશાહોએ રજપુત રાજાઓને પોતાની સલતનતમાં ઉંચામાં ઉંચા હોદ્દા આપ્યા હતા, બલ્કે આખી સલતનતની લગામ તેમના હાથમાં વિશ્વાસથી સોંપી દીધી હતી. તે ઉપરાંત રાજા બીરબલ, રાજા ટોડર મલ્લ વિગેરે જેવા હિંદુ ગૃહસ્થોને પણ શોધી કહાડીને તેમની વિધ્વતાની ઉંચાંમાં ઉંચી કદર કરી હતી. બાદશાહી લશકર તમામ રજપુત રાજાઓના હસ્તક સોંપવામાં આવ્યું હતું અને તેઓજ લશકરી હુકુમત ભોગવતા હતા. મુલકનો ઘણો ખરો વહીવટ હીંદુઓના હાથમાં હતો અને બધી સત્તા તેમનીજ હતી. બીરબલ જેવા સલતનતનો મુખ્ય વજીર હીંદુ

હોય અને શાહી લશકરની લગામ પણ રજપુતોના હાથમાં હોય તો પછી શા રીતે કહી શકાય કે હીંદુઓમાં બાદશાહનો વિશ્વાસ ન હોતો?

અકબર જેવા મહા બુદ્ધીશાળી અને રાજ્ય કુશળ બાદશાહ જેણે તરતમાંજ નવેસરથી હીંદુસ્તાનમાં પોતાનું રાજ્ય જમાવ્યું હતું તે એવો તો બહાદુર અને ઉદાર હતો કે તેણે હીંદુઓના હાથમાં રાજની સત્તા મુકતાં જરા પણ બીતી રાખી નહીં. રજપુતો બાદશાહી વિશ્વાસને કેટલા બધા લાયક હતા તે તેમણે પોતાના ખરા નિખાલસપણાથી પુરવાર કરી આપ્યું છે. અસલ હીંદુઓ ઉંચા ખમીર વાળા હોવાથી ઉપકારનો બદલો ઉપકારથી વાળવા હમેશાં તત્પર હોય છે, અને સામાવાળાના પ્રેમની ખાતર જોખમ ખેડવા પણ આગળ પડે છે એ વાત જે જાણે છે તે જાણેછેજ.

છેલ્લી ખીલાફતની ચળવળ વખતે મુસલમાનોએ ખરી લાગણીથી હીંદુઓને મસ્જીદમાં પેસવા દીધા તો હીંદુઓએ પણ પોતાથી બનતું કરવામાં પાછી પાની કરી નથી. એક ઉંચા બ્રાહ્મણની લાશને કોઇ મુસલમાન અડકે એ કોઇપણ પ્રકારે હીંદુ ધર્મ કબુલ કરી શકે નહીં; તો પણ મી. તીલક જેવાની લાશને મૌ. મહંમદ અલી અને મૌ. શૌકતઅલી જેવા મુસલમાનો અડકયા તો પણ હીંદુઓ જરા પણ નારાજ થયા નહોતા એટલુંજ નહી, પણ ઉલટો તેમણે પ્રેમની ખાતર સંતોષ બતાવ્યો હતો, અને પોતાની અસલ ધાર્મીક રૂઢીની જરા પણ દરકાર રાખી નહોતી. આ વાત તો હાલની આપણી નજર સામેની છે. આથી કહેવાનું એ છે કે અસલ હીંદુઓમાં બીજાઓના પ્રેમની ખાતર પોતાની ધાર્મિક

લાગણી પણ બાજુ ઉપર મુકી દેવાનો ગુણ છે. અને આજ ગુણના લીધે તે વખતના કુલિન હીંદુ રજપુતોએ બાદશાહોએ પોતાના પ્રત્યે દેખાડેલી ભારે ઉદારતા અને પ્રેમના બદલામાં પોતાની ધાર્મિક લાગણીને બાજુ ઉપર મુકી હોય એ તદન સંભવીત છે. હીંદુ ભાઇઓમાં હાલ પણ એવી કહેવત છે કે "વહાલામાં વટાળ નહોય." હવે જ્યાં વહાલપણ સ્થાપિત થયું હોય ત્યાં કોઇ જાતનો વટાળ રહેતોજ નથી. તે પ્રમાણે બાદશાહો સાથે પણ હૃદયના ધાડા પ્રેમ બાઝ્યા હોય તો પછી ભેદાભેદ નીકળીજ ગએલો હોવો જોઇએ.*

આ પ્રમાણે ધાડા પ્રેમને લીધે તેમણે પોતાની ધાર્મિક લાગણી બાજુ પર મુકી પોતાની કુંવરીઓના સંબંધ બાદશાહો સાથે જોડયાં હોય તો તેમણે મનુષ્યપણાથી ઉલટું કર્યું છે એમ તો કહી શકાય નહીં. જ્યારે તેમણે પોતાની ધાર્મિક લાગણી આ પ્રમાણે બાજુ ઉપર મુકી પોતાની કુંવરીઓ બાદશાહને આપવા તત્પરતા બતાવી એટલે તેમણે અશક્ય શક્ય કરી બતાવ્યું, ત્યારે અકબર બાદશાહની પણ એ ફરજ હતી કે તેમની લાગણીની ખાતર ગાયોના પાલન માટે તેણે હુકમ આપવાનોજ હતો. તેણે વિચાર્યું કે સનાતની હીંદુઓ જે પોતાને માટે આટલી બધી લાગણી રાખે છે તે ગાયને માનની નજરથી જુવે છે અને તે પ્રાણી દેશની આબાદી—ખેતીને માટે એક મુખ્ય વસ્તુ છે તો તેના પાલન માટે તેણે હુકમ કરેલો હોવો જોઇએ. આ પ્રમાણે તેજ વખતથી હીંદુ મુસલ-

---

*વળી હીંદુઓમાં એ પણ કહેવત છે કે "બાપ તેની છોઇ નહીં," તો આ હિસાબે પણ મુસલમાનોની તેમને બાપ હોવાથી તેમણે સહુ "છોઇ" મુકી દીધી હશે.

પ્રાંતોમાં એક બીજાને માટે ખરી લાગણીનો યોગ સધાયો હતો, અને આ સુયોગ તે વખતથી ચાલતો આવે છે, એ કાંઇ નવી બાબત નથી.

રજપુતો સાર્વભૌમ સત્તા સાથે હમેશાં બનતાં સુધી સારો સબંધ જોડનારા હોય છે, કારણ કે તેમનો ગુણજ એવો છે. હાલ પણ તેઓ અંગ્રેજ હાકેમો સાથે એટલો બધો પ્રેમ રાખે છે કે પોતાની ધાર્મિક લાગણી બાજુ પર મુકી તેઓ તેમના ત્યાં ખુશીથી જમે છે અને બીજી ઘણી બાબતોમાં પણ નિડરપણે તેમનું અનુકરણ કરે છે, અને તેમની રૂઢીઓનું પાલન કરે છે. ત્યારે શું હમેશાં મોટી રાજ સત્તા સાથે આ પ્રમાણેનો પરિચય પેદા કરવાનો તેમનો ગુણ સાબિત થતો નથી?

હવે ધારો કે હાલના અંગ્રેજી શહેનશાહના કુટુંબીઓ આ દેશમાં રાજસત્તા ઉપર આવે અને અહીં વસવાટ કરે, અને આવોજ પરિચય ખાનપાન અને વહેવારનો ચાલુ રહે તો જે કાંઇ કિંચિત ભેદ છે તે પણ શું ન નીકળી જાય? કપુરથલા, પોદુકોટા અને ઇંદોરના હીંદુ રાજાઓએ પોતાની ધાર્મિક માન્યતામાં ફેરફાર કરી ગોરી મડમો સાથે લગ્ન કર્યાં તો શું એવો વખત ન આવે કે આ અંગ્રેજી બાદશાહી કુટુંબના માણસો સાથે હીંદુ રાજકુંવરીઓ લગ્નથી જોડાવા તૈયાર થાય! ઇસ્લામી બાદશાહોના વખતમાં તો હીંદુઓમાં આભડછેટનો રિવાજ ઘણો સખત હતો અને હાલ તો તે નહીં જેવોજ રહી ગયો છે તો તેવા વખતમાં આવું નહીં થાય તે કોણ કહી શકે એમ છે? શું આ વાત શંભવિત નથી?

હાલના આર્ય સમાજી હીંદુઓ સુધારાના નામે પારસણ કે અંત્યજ સ્ત્રી પરણવા તૈયાર થાય તો પછી હીંદુ સ્ત્રીઓ સુધારા ઉપર

આવીને અંગ્રેજ કે બીજી જ્ઞાતીના પુરૂષો સાથે પરણે એ ઉઘાડુંજ છે. હાલ હીંદુ સ્ત્રીઓમાં સુધારાનો પ્રસાર વધારે થવા માંડયો છે, તેઓ પોતાની સ્વતંત્રતાના હકો માટે લડત ચલાવી રહી છે અને તેમને હીંદુ સુધારકો તરફથી એ પ્રમાણે કરવાનું ઉતેજન પણ મળે છે. કોમ કોમ વચ્ચેનો ભેદભાવ કહાડી નાખવો, ગમે તેની સાથે પ્રીતી ભોજન કરવું, ઉમર લાયક થઇ મનમાનતો પતિ શોધવો, એવી તાલીમ હીંદુ સુધારકો તરફથી રાત દિવસ મળતી રહે છે તેવા વખતમાં મીસ માલીની જેવી એક બ્રાહ્મણ સ્ત્રી મી. ખાનને, મીસ જાનકી બાઇ આયંગર મી. અબ્દુલ કરીમ એન્જીનીયરને, મીસ ગંગુલી મી. આસફઅલી બેરિસ્ટરને અને મીસ નેહરૂ સૈયદ હસનને પસંદ કરે તો તેમને શી રીતે રોકી શકાય?* શું આ સુધારાની તાલીમનુ પરિણામ નથી? જ્યારે આવાં માણસો સુધારાના સંસ્કારને લીધે આ પ્રમાણે એક બીજાની પસંદગી ઉપર ઉતરે છે તો પછી મોટા શાહી કુટુંબના માણસો આવી પસંદગીથી નહીં જોડાય એ કેમ કહી શકાય? હીંદુ સુધારકોએ સમજી લેવાનું છે કે આ જમાનો હવે દુર નથી.

હાલ વિપરિત વાતાવરણને લીધે કેટલાક ચળવળ કરનારાઓ મુસલમાનોને જુદી નજરથી જોવા લાગ્યા છે અને તેમને માટે હીંદુ સમાજમાં હલકી લાગણી ફેલાવવાની કોશીશ કરે છે પણ તેઓ એ સમજતા નથી કે જે વાતો ઐતિહાસિક પુસ્તકોમાં સાબિત થઇ ચુકી છે તે મટી શકે એમ નથી. હીંદુ રાજાઓએ પોતાની

* આ ચારે હીંદુ બેહનો બ્રાહ્મણ જાતીની છે અને સારી રીતે કેળવાએલી અને સારા સંસ્કારવાળી છે.

કુંવરીઓના લગ્ન ઇસ્લામી બાદશાહો અને શાહજાદાઓ સાથે કર્યાં છે એ કાંઇ ઘડી કહાડેલી વાતો નથી, પણ ઇતિહાસિક પુરાવાની છે.* હવે તો મુસલમાનોને હલકા ગણવા એ તેમને દીકરીઓ આપનાર હીંદુઓનેજ હલકા ગણવા બરાબર છે. આ જમાનો કાઇને હલકા ગણવાનો છેજ નહીં. જે થવાનું હતું તે થઈ ગયું છે. હવે તેને માટે કોલાહલ કરવો નકામો છે. અંત્યજોને ઉંચા હીંદુઓની હરોળમાં મુકવાના ઉપદેશ અપાય છે તો તેવા વખતમાં મુસલમાનોને હલકા ગણી છેટા રાખવાનું બની શકે એમ ક્યાં છે ? ભીલોને મુસલમાનોના ઘરનું નહી જમવાનું કહેવામાં આવે છે પણ હાલના વખતમાં મોટા મોટા હીંદુ રજવાડાઓ અને હીંદુ સુધારકો મુસલમાન નવાબો અને મુસલમાન આગેવાનોના ત્યાંનું છુટથી જમે છે એ પવનના વેગને કોણ રોકી શકે એમ છે ! બારસો વરસના જુના પરિચયને લીધે મુસલમાનો હીંદુઓના હૃદયમાં ચોટેલા છે. બારસો વરસથી તેમનો વસવાટ હીંદુસ્તાનમાં થએલો છે. બાર વરસનો કબજો થઇ જાય છે તો છુટી શકતો નથી તો પછી બારસો વરસનો કબજો શી રીતે છુટી શકે ?

હાલ કેટલાક બળતા લોકોએ મુસલમાનોને હલકા પાડવા જેવું કરવા માંડયું છે પણ તેમણે સમજવું જોઇએ કે મુસલમાનો એક વખતની રાજ કરતી પ્રજા છે. તેઓ એક વખત બાદશાહ હતા,

---

* "તારીખે રાજસ્થાને હીંદ" નામના પુસ્તકમાં લખ્યુ છે કે ડુંગરપુરના રાવલ જે ઉદેપુરના રાણાના વડીલ ભાયાત હતા તેમણે પોતાની દીકરી અકબર બાદશાહના જનાનખાનામાં મોકલી હતી. જુવો પૃષ્ટ ૨૪૫.

તેમની સત્તા આ ગળગળ શલાવનારાઓના બાપ દાદા પણ પ્રેમથી કબુલ કરતા હતા. હવે જ્યારે હીંદુસ્તાનમાંથી ઇસ્લામી સલતનત ચાલી જવા પામી છે અને એ જુનો પ્રેમ વીસારી મુકવાનો દેખાવ થઇ રહયો છે તો પછી આજની અંગરેજી સલતનત તેનો કેવો ઘડો લેશે? ભલે મુસલમાનોને હલકા પાડવામાં આવે પણ તેમના ત્યાં જુના હીંદુ રાજાઓએ પોતાની રાજ કુંવરીઓ પ્રેમથી મોકલી છે એ કોનાથી ના પાડી શકાય એમ છે?*

આ વાતો કેટલાકને ભારે લાગે છે અને તેઓ તે ઉડાવી દેવા કોશીશ કરે છે પણ ઇતિહાસિક બિના શી રીતે મટાડી શકાય એમ છે? આમાં ફાવી શકાતું નથી તો પછી પોતાના મનને સંતોષવા બીજી મનઘડત વાતો ઉભી કરવામાં આવે છે કે "ઔરંગઝેબની શાહઝાદી ઝેબુન્નીસાએ સિવાજી પાસે પ્રેમની ભિક્ષા માગી હતી!" અથવા તો એવું કહી દેવામાં આવે છે કે "બીજા બાજી રાવ પેશ્વાએ હેદરાબાદના નવાબની છોકરી સાથે લગ્ન કર્યું હતું!" આવી આવી વગર પાયાની વાતો કરવામાં આવે છે, પણ તે વિશેના પુરાવા જુના ઇતિહાસો ઉપરથી કોઇ આપી શકતું નથી. ઇસ્લામી શરીઅતમાં ગેર ઇસ્લામી પુરૂષ સાથે મુસલિમ સ્ત્રીના લગ્નજ દુર-

---

* "તારીખે રાજગાને હીંદ" નામના પુસ્તકમાં લખ્યું છે કે તારીખ ફરિસ્તામાં છે કે માલવાના બાદશાહ નાસીરૂદ્દીન આંબેરનો કિલ્લો લુટીને ચીતોડ (ઉદેપુર) ઉપર ચડી આવ્યો, પણ ઉદેપુરના રાણા રાયમલે તેની તાબેદારી કબુલ કરી લીધી, જેથી ચીતોડ બચી ગયું. અને રાણાના એક ભાઇ અઝોદાસે નાસીરૂદ્દીનને પોતાની કુંવરી આપી જેનુ નામ "ચીતોડી રાણી" રાખવામાં આવ્યું.—પાન ૧૩૬.

કત નથી તો પછી તે વખતના ઇસ્લામી હાકેમો પોતાની છોકરીઓને ગેર ઇસ્લામી પુરૂષને શરીઅત પ્રમાણે આપીજ શી રીતે શકે ? શીવાજી તથા બાજીરાવ મુસલમાન થાત તો એક જુદી વાત હતી, પણ તેવું તો થયું નથી. તો પછી આ વાતો વજનદાર શી રીતે ગણાય ?

આવી આવી પાયા વગરની વાતો જે કેટલાક લોકોએ ઉભી કરી દીધી છે તેને લીધેજ આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે કે ખરૂં ખોટું શું છે તે ભાઇઓ જોઇ શકે. આ પુરાની વાતો વીસારે પડી હતી પણ મુસલમાનો ઉપર કરવામાં આવતા અઘટિત હુમલાઓને લીધેજ તે ફરી બહાર આવી છે અને જુનો ઇતિહાસ તાજો થયો છે. આવું કર્યા વગર છુટકો નહોતો, કારણ કે મુસલમાનો એ જણાવવા માગે છે કે તેમનો સંબંધ હીંદુઓ સાથે કાંઇ નવો અને ઉપર ઉપરનો નથી પણ ઘણો જુનો અને ઉંડો છે.

મુસલમાનો શીવાજીથી કાંઇ ખાસ બુરાઇ રાખવા માંગતા નથી, કારણ કે તેઓ તો જાણે છે કે શીવાજીની પેદાએશજ એક ઇસ્લામી મહાત્માના આશિર્વાદનો પ્રતાપ છે. "તારીખે રાજગાને હીન્દ" નામના ઉરદુ પુસ્તકના ૩૦૩ પૃષ્ટમાં ચોખ્ખી હકીકત છે કે ભોંસલે કુટુંબનો એક બાપજી નામનો સખસ દેવગઢ ( દોલતા બાદ ) માં રહેતો હતો. તેને એક માલોજી કરીને દીકરો હતો. આ માલોજીને કાંઇ ઓલાદ નહોતી. માલોજીએ પોતાના ઘેર ઓલાદ થવા અહમદનગરમાં રહેતા એક " શાહ શરીફ " નામના ફકીરની સેવામાં હાજર થઇ દુવા લીધી જેથી તેને એક દીકરો પેદા થયો. આ દીકરાનું નામ તે સાંઇ બાવાના નામ ઉપરથી " શાહજી " રાખવામાં

આવ્યું. માલોજી એક ચપળ સિલેદાર હતો જેથી તેણે સારી નોકરી બજાવી પોતાના દીકરા શાહજીની શાદી સરદાર જાદવરાવની દીકરી સાથે કરાવી લીધી. માલોજીને દીકરો પેદા થયો અને તે દીકરાનું લગ્ન પણ સારે ઠેકાણે થયું એ સઉએ સાંઇ બાવાની દુવાને લીધે થયુ હતું. અને આ લગ્નથીજ શાહજીના ત્યાં શીવાજીનો જન્મ થયો હતો.x આ વિગત જોતાં સાફ જણાય છે કે શીવાજીના આ જગતમાં પેદા થયાનું નિમિત્ત એક ફકીરનો આશિર્વાદ હતો. આ એક ઇતિહાસિક બિના છે. કાંઇ ઘડી કહાડેલી વાત નથી. જ્યારે શીવાજીનું આ દુનિયામાં આવવાનુંજ એક ઇસ્લામી ફકીરની દુવાથી છે તો પછી તેનામાં તે દુવાનું પરિબળ રહેલું હોય એમાં કાંઇ નવાઇ જેવું નથી. પણ જે વાતો બનીજ ન હોય તે તેના નામે વગર આધારે ઉભી કરવી એ કદી વજનદાર ગણી શકાય નહી.

આવા લોકો ગમે તેટલું બોલે પણ હીંદુ મુસલમાનોનો એ જુનો સંબંધ કાંઇ ચાલ્યો જવાનો નથી પણ મજબુત થવાનો છે. મુસલમાનોનું રાજ હીંદમાંથી ગયું તો તેથી કાંઇ મુસલમાનો મટી જવાના નથી. અને જ્યાં સુધી હીંદુ અને મુસલમાનો આ દેશમાં કાયમ છે ત્યાં સુધી તેમનો સંબંધ તુટવાનો નથી. ભલે સમુદ્રની સપાટી ઉપર મોજાંની છાળો ઉભી થાય પણ તેથી સમુદ્રના અંતરપટમાં કાંઇ આંચ આવવાની નથી. બંને સમજે છે કે બંનેને ભુમીપુત્ર

---

xઆ હકીકત મુંબાઇથી નીકળતા "જમહુર" નામના ઉરદુ પેપરના તા૦ ૨૭ આગસ્ટ ૧૯૨૭ ના અંકમાં પણ એક બ્રાહ્મણે લખેલી મહાબળેશ્વરની તવારીખના હવાલાથી જણાવી છે જેથી આ વાતને વધુ ટેકો મળે છે.

તરીકે સરખો હક છે અને બંને અહીંજ મરવાના છે. બંનેને એક બીજાનો ખપ છે અને "ખપ હોય તેની છોછ" રાખવી એ હીંદુ રૂઢીથી પ્રમાણે ઉલટું છે. એટલે એ છોછ રહેવાનીજ નથી.

પહેલા આ દેશમાં અનાર્યો (બીલ કોળીઓ)નું રાજ હતું, તે પછી આર્યો (હીંદુઓ) ચડી આવ્યા અને તેમણે અનાર્યો પાસેથી રાજ પડાવી લીધું અને તેમને તારાજ કર્યા. હીંદુઓ પછી મુસલમાનો ચડી આવ્યા અને તેમણે અધિકાર જમાવ્યો. તે પછી અંગ્રેજો આવ્યા અને તેમણે બંનેને પોતાની રૈયત બનાવી. હાલ તો બંને રૈયતના રૂપમાં છે, અને ઇન્સાફ બંનેને સરખા ગણે છે. એ તો "ચડતી પડતી છાંય" છે. હાલ અંગ્રેજોનું રાજ છે અને તે કેટલા વરસ રહેશે તે કોઇથી કહી શકાય એમ નથી. હાલ અહીં સ્વરાજની વાતો ચાલે છે પણ બંને કોમોની એકસંપી વગર એ વાત બનવાજોગ નથી. હીંદુ મુસલમાનો લડે અને એક બીજાને હલકા પાડે એ કાંઇ સ્વરાજ મળવાનું ચિન્હ નથી.

હાલ તો કેટલાક લોકો એવા પેદા થઇ ગયા છે કે જયાં કોઈ જીલ્લામાં ભોગજોગે એક મોટો અમલદાર મુસલમાન આવે છે અથવા બે મુસલમાન અમલદારો નોકરીને અંગે ભેગા થાય છે કે તેમને ગમે તે બહાને બદનામ કરવા ઉભા થાય છે, અને છાપાઓમાં તેમની વિરૂદ્ધ લેખો લખી વગર કારણે તેમને નુકસાન પહોંચાડવા આકાશ પાતાળ એક કરી નાખવામાં આવે છે! આ બધું શું બતાવે છે? દરેક જીલ્લામાં ગમે તેટલા, બલકે બધા અમલદારો હીંદુ હોય તો મુસલમાનો મુંગા રહે અને તેમના વિરૂદ્ધ કદી એક શબ્દ પણ બોલે નહીં, પણ આ ભાઇઓથી એક પણ મુસલમાન અમલદાર કોઈ ઠેકાણે જોઈ શકાય નહીં! જયાં આવી વૃત્તિ હોય ત્યાં શું કહી

શાકાય ? વળી કોઇ ઇસ્લામી દેશી રજવાડામાં કોઇ હીંદુ અમલદારને તેની સાબિત થયેલી કસુર માટે ડિગ્રેડ કે બરતરફ કરવામાં આવે તો તે ઇસ્લામી રાજ ઉપર એવુંજ તોહમત મુકવામાં આવે છે કે તે હીંદુઓને સારી હાલતમાં જોવાં માગતુ નથી, પણ જો કોઈ હીંદુ દેશી રાજમાં એક પણ મુસલમાન અમલદાર પાયરી ઉપર લેવામાં આવતો ન હોય અથવા તેની મુસલમાન રૈયતના ધોળે દહાડે હક લુટાતા હોય તો આ ભાઇઓ એક અક્ષર પણ બોલતા નથી કે આ શું થઈ રહયું છે ? આ બધું શું બતાવે છે ? યાદ રાખવું જોઇએ કે હીંદુ મુસલમાનો એક શરીરની બે આંખ છે અને એકને પણ નુકસાન થાય તો આખા શરીરને સોસવાનું છે એવો જયાં સુધી પાકો ખ્યાલ બંનેના હ્રદયમાં પેદા નહી થાય ત્યાં સુધી બધી વાતો નકામી છે. બંનેને લડાવનારા દેશના શત્રુ છે અને તેમનેજ ઉઘાડા પાડવાની જરૂર છે. જયાં સુધી બંને કોમના આગેવાનો આવાઓને મજબુત હાથે દબાવશે નહી ત્યાં સુધી તેઓ ઘણા વેર્યાજ કરશે, માટે બંનેની ફરજ છે કે તેમને માટે યોગ્ય વિચાર કરવો અને તેમને દાબી દઈ જેમ બને તેમ જલદી એકસંપી કાયમ કરવી કે નકામા કજીયા થતા મટી જાય અને દેશનું કલ્યાણ થાય.

આ પુસ્તકનો હેતુ માત્ર એટલોજ છે કે હીંદુ મુસલમાનોને તેમનો અસલ પ્રેમાળ સંબંધ બતાવવો. તો પણ ભુલચુકે એમાં કાંઈ પણ બાબત એવી આવી ગઈ હોય કે જેથી કોઇનું મન દુખાય તો તેને માટે મારી માગુ છું.

લી૦ પ્રકાશક.

૭૮૬

# મોગલ શહેનશાહતની રજપૂત રમણીઓ.

તૈયાર કરી છપાવનાર,

સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી,

એડિટર, "મુફિદકાર"

હરીપુરા, સુરત.

આવૃતી ૧લી. પ્રત ૧૦૦૦.

હી. સ. ૧૩૪૭] [સને ૧૯૨૮

સુરત, બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કિંમત રૂા. ૧-૦-૦

# પ્રસ્તાવના.



આજકાલ હિંદુ મુસલમાનોમાં એકસંપી કરવાની વાતો થાય છે પણ જ્યાં સુધી એક બીજાનો અંતરનો મેલ મટશે નહિ ત્યાં સુધી એકસંપીની આશા ફોગટ છે. ધાર્મિક અને રાજકીય જઘડાઓનો ચૂકાદો તો સંસારિક કારવહેવારમાં ઓતપ્રોત ( સેળભેળ ) થઈ જવાય તોજ ચૂકે. ઇતિહાસ ઉઘાડી જોશો તો આ બાબતનો પૂરતો ખુલાસો મળી જશે. આપણે ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ કે વિજયી પ્રજા (જીતનારી પ્રજા) પરાજયી પ્રજાના ધનમાલ ઉપર કબજો મેળવે છે એટલુંજ નહિ, પણ તેમનાં બાલ બચ્ચાં ઉપર કબજો મેળવે છે છતાં જો વિજયી પ્રજા સુધરેલી હોય તો તેમના જાંનમાલને કોઇ પ્રકારનું નુકસાન ન આપતાં પરાજયી પ્રજાનો ઉધ્ધાર કરવા કોશીશ કરે છે. કાંતો તે પ્રજાને પોતાના જેવી બનાવી મૂકે છે કે કાંતો પોતે પ્રજા સાથે દૂધ સાકર જેમ સેળભેળ થઇ જાય છે. રૂમના મહાન શાહે શાહે શું કર્યું ? વિજય મેળવ્યા બાદ રોમને ટટાર બનાવ્યું તથા કાનુન બાંધી આખા યુરોપખંડને પોતા તરફ ખેંચ્યું. તે શુદ્ધ રૂમી નહોતો, તેણે એક ગ્રેસ સ્ત્રીના પેટે જન્મ લીધો હતો.

મહાન સિકંદરનો દાખલો લઇએ. વિજય મેળવતો મેળવતો ઇરાન ગયો, ત્યાંના બાદશાહ દારાની શાહઝાદી સાથે નિકાહ' કર્યો, હિંદમાં આવ્યો તો પંજાબના રાજા પોરસ અને સરહદી ખાનદાન માં યુનાની અફસોરોનાં સગપણ બાંધી પંજાબમાં અર્ધા યુનાની રિવાજો દાખલ કર્યાં.

મુસલમાનોએ પણ પોતાના અમલમાં જ્યાં જ્યાં ફતેહ મેળવી ત્યાં અરબી રિવાજને દાખલ કરવા ઉપરાંત ત્યાંની પ્રજા સાથે સગપણ

નો સંબંધ બાંધ્યો છે. જાવાના ત્રણ કરોડ મુસલમાનો અને મધ્ય એશિયાના મુસલમાનો આજે આ બાબતના શાક્ષી રૂપ છે.

આજે જેમ કાળા ગોરાનો ભેદ રાખવામાં આવે છે, તેમ મુસલમાન સુલતાનો ભેદ રાખતા ન હતા, તાબે થએલા મુલકને બરબાદ કરતા ન હતા, પરંતુ તે મુલકને પોતાનું વતન બનાવી તેની ચઢતી થાય તેવી કોશીશ કરતા હતા.

મોગલ સલ્તનત એક તરફ તો મુલક જીતવા કોશીશ કરતી હતી તો બાજી તરફ જીતેલા મુલકની પ્રજા સાથે સંબંધ બાંધી એકસંપી ફેલાવવા કોશીશ કરતી હતી. મોગલ, રજપૂતો, અને બ્રાહ્મણો દેશી ભાઇઓ બની રહેતા હતા. રાજ્ય કારોબારમાં પણ તે લોકોને હક આપવામાં આવતો હતો. રાજા ટોડરમલ અને જયસિંગ વજીરપદ ભોગવતા અને અફઘાનિસ્તાન જેવા મુલકના સુબેદાર બનતા હતા. રાણી જોધબાઇ અને રાણી ઉદેપુરી બાદશાહી મહેલમાં આવી ને મલેકે જહાંનો માનવંતો લકબ મેળવતી હતી.

મોગલ બાદશાહોએ જ ફકત હિંદુ રાજાઓની કુંવરીઓ લીધી એમ નથી, બલ્કે તે પહેલાંએ મુસલમાન બાદશાહો આ રિવાજ જીવતો કરી ગયા છે. ગાઝી મોહમ્મદ બીન કાસીમે સિંધ દેશ જીતી રાજા દાહીરના કુટુંબને (તેમાં ખાસ કરી રાણી લાદીએ પોતાની ખુશીથી ઇસ્લામ કબુલ કર્યો છે તેને) બલ્કે આખા સિંધને ઇસ્લામી રંગ ચઢાવ્યો હતો. વળી આ સમય પહેલાં પણ ઇસ્લામી બાદશાહોએ યહુદી અને ક્રિશ્ચિયનોની શાહઝાદીઓ સાથે નિકાહ કરેલા છે.

મોગલ બાદશાહો માટે એવું કહેવામાં આવે છે કે તેઓ હિંદુ રાણીઓને ધર્મ બદલાવ્યા સિવાય પોતાના ઝનાનખાનામાં દાખલ કરતા હતાં અને શાહી મહેલમાં પૂજાપાટ કરવાની તેમને છુટ આપતા હતા,

પણ આ એક તહોમત છે જેને ઇતિહાસ જાતે રદ કરે છે. મરીયમ ઝમાની[1] જેને કેટલાક ઇસાઇ માને છે પણ ખરી રીતે તે હિંદુ રાણી હતી તે મુસલમાન થઇ અકબરના ઝનાનખાનામાં દાખલ થઈ તથા શરીઅત મુજબ નિકાહ કરાવવામાં આવ્યો. જ્યાં આલીમો અને કાજીઓ સંખ્યાબંધ હોય ત્યાં કોઇ બાદશાહ પરધર્મી ઓરતને પરધર્મમાં રાખી વગર નિકાહે ઝનાનખાનામાં દાખલ કરે તે માનવા જેવું નથી. ( કદાચ મસ્લેહત ખાતર એકાદ દાખલો બને તો તેથી આખી સલ્તનતને બદનામ ન કરી શકાય.)

કેટલીક હિંદુ રાણીઓના નામ મુસલમાન થયા બાદ પણ હિંદુ રહ્યા તેનું કારણકે આ રાણીઓ સાથે કેટલીક હિંદુ દાસીઓ સેવા માટે આવતી હતી તેઓને નવા ઇસ્લામી નામમાં સંતોષ ન થતો, બલ્કે તેવાં નામ તેમને યાદ પણ ન રહેતાં જેથી હિંદુ નામોની શોહરત વધુ થતી હતી.

શાહી મહેલમાં રાણીઓ માટે મંદિરો બનાવી કાશી બનારસ અને હરદ્વાર સોમનાથ જેવાં તીરથ બનાવવાનો હેતુ નહતો, પણ જે હિંદુ દાસીઓ આવતી તેમની સવડની ખાતર તેમના સંતોષને માટે તેવું બનાવ્યું હશે. આ લોકો મંદિરોમાં પૂજા પાટ કરતા અને સ્વતંત્રતાથી પોતાનો ધર્મ પાળતા હતા. કોઈ વખત હિંદુ રાણીઓ પોતાની હિંદુ દાસીઓ સાથે દેવળ મંદિરોમાં જતી પણ તે પૂજાપાટ કરવા જતી નહતી. તેઓ પથ્થરોની પૂજા થતી જોઇ ખુદાના દરબારમાં શુકર ગુજારતીકે તેણે અમને અજ્ઞાનતામાંથી બચાવ્યાં.

---

૧ જોધબાઇ નામની બે રાણીઓ થએલી છે, તેમાંની એક શહેનશાહ અકબરના ઘરમાં હતી અને એક શહેનશાહ જહાંગીરના ઘરમાં હતી.

મહાન અકબરે આ પ્રકારનાં ઘણાં સગપણ બાંધ્યાં જેથી રાજા, મહારાજાઓ, ખુદ બાદશાહના, તથા શાહઝાદાઓના સાસરીયા તરીકેનો સંબંધ જાળવવા હમદર્દ બની રહ્યા હતા.

આ શાદીઓના લીધે કેટલાક કહે છે કે જો અકબરની માફક ઔરંગઝેબે પણ આ રિવાજને જોર આપ્યું હોતતો ઔરંગઝેબ મોગલ સલ્તનતની પડતી પોતાની નજરે દેખત, ત્યારે કેટલાક કહે છે કે ઔરંગઝેબે પણ રજપૂત રાજાઓ સાથે સગપણ બાંધ્યાં હતાં, પરંતુ તેના પછી કોઈ આલમગીર ન થયો, જેથી કરી મોગલ સલ્તનતની પડતી થઈ. કેટલાક કહે છે, કે તુર્કી ખુન સાથે હિંદુ ખુન સેળભેળ થતાં તુર્કી ખુનમાં ફેરફાર થતાં અંદર અંદર ખુનામરકી જાગી જેના પરિણામે સલ્તનતનો અંત આવ્યો. મૂળ કારણ શોધવું એતો મનુષ્યનું કામ નથી પણ દીલ બહેલાવવાને આ દલીલ પણ ઠીક છે.

અત્રે જે જે બનાવો આપવામાં આવ્યા છે તે ભરોસાપાત્ર ઐતિહાસિક પુસ્તકો ઉપરથી લેવામાં આવ્યા છે. આ બનાવોને પુસ્તકનું સ્વરૂપ આપવાનો હેતુ એ નથી, કે હિંદની અશાંતિમાં વધારો કરવામાં આવે, પરંતુ આજકાલ કેટલાક જોશીલા આર્ય સમાજીઓ મુસલમાન બાદશાહો ઉપર તહોમત મૂકે છે તે દૂર કરવા મંદ પ્રયત્ન કર્યો છે. આજના આર્ય છાપાવાળાઓનો મુખ્ય હેતુ એ હોય છે કે હિંદુઓને મુસલમાનો વિરુદ્ધ ઉશ્કેરવા. અફસોસ કે પાછલા બાદશાહો હિંદુ રાણીઓ સાથે લગ્ન ગ્રંથીથી શા હેતુસર જોડાતા હતા તેનો કિંચિત માત્ર ખ્યાલ આ બોલનારાઓને નથી. તે બાદશાહોએ કરેલી એકસંપીને આજે જુદા જુદા રંગ ચઢાવી હિંદુ લાગણી ઉશ્કેરવાનો પ્રયત્ન કરવામાં આવે છે પણ અમો હિંદુ ભાઈઓને અપીલ કરીએ છીએ કે આ પુસ્તક શાંતિથી વાંચી સાર ગ્રહણ કરશો કે હિંદુ રાજાઓ મુસલમાન બાદશાહો સાથે કયા

હેતુથી સગપણ બાંધતા હતા. આપને કબુલ કરવું પડશે કે આવા પ્રકારની એકસંપી હિંદુ મુસલમાન બંનેને ફાયદેમંદ હતી, તેમાં ખાસ કરી હિંદુઓને વિશેષ લાભ હતો કારણકે હિંદુ રાણીઓ શાહી મહેલમાં દાખલ થયા બાદ હમેશાં પોતાના સગાઓનું હિત સાચવવા પ્રયત્ન કરતી હતી.

મોગલ બાદશાહોએ હિંદુસ્તાનને પોતાનોજ દેશ ગણી હમેશાં હિંદુસ્તાનની આબાદી વધારવા પ્રયત્ન કર્યો છે. દેશ દેશાવરથી જાત જાતનાં પશુ પંખી મંગાવી હિંદુસ્તાનમાં વસાવ્યાં છે. અનેક પ્રકારનાં ફુલ ઝાડ દેશાવરથી મંગાવી હિંદુસ્તાનને એક રમણિય બાગ બનાવી મૂક્યો હતો. મોગલ બાદશાહોના સમયમાં જેવા રમણિય બાગ હતા તેવા આજે ક્યાં છે? જો હિંદુસ્તાનને તેઓ પોતાની જન્મભૂમિ ન ગણતા હોત તો તેઓ આટલો બધો હિંદુસ્તાનને શા માટે શણગારત?

આજ આપણા ઉપર અમલ કરતી પ્રજામાંથી કોઇને ત્યાં સંતાન પેદા થવાનું હોય છે તો લાંબી મુસાફરી કરી મોટા ખર્ચે પોતાને દેશ જાય છે કારણકે તે તેમની જન્મભૂમિ છે, અને હિંદુસ્તાન નથી. જો મોગલ બાદશાહો હિંદુસ્તાન માટે આવો ખ્યાલ રાખતા હોત તો અહીંઆં સગપણ બાંધી પોતાના ફરજંદોની જન્મભૂમિ હિંદુસ્તાન શા માટે બનાવત? શું તેઓ તુર્કસ્તાન જઇ શકતા ન હતા? જઇ શકતા હતા, પણ તેઓ હીંદુઓ સાથે એટલા બધા પ્રેમથી જોડાઇ ગયા હતા કે તેમણે હીંદુસ્તાનનેજ પોતાનું વતન બનાવ્યું અને મરીને પણ અહીંજ દફન થયા અને ભારત વર્ષ માટે પોતાની ભવ્ય ઇમારતો શણગાર રૂપે પોતાની પાછળ મુકી ગયા.

વાંચકોને છેવટે વિનંતી છે કે અત્રે આપેલા બધા બનાવો ઐતિહાસિક છે જે મૂળ ઉર્દુ-ફારસી પુસ્તકનો અનુવાદ છે.*

---

* જુઓ "બુતાને હરમ"-ઉર્દુ પુસ્તક જે લાહોર ઝફર બીરાદરાન કંપની તરફથી છપાએલું છે.

ત્રણ ૭૮૬

# ૭૮૬
# લાદી[1] રાણી.

## સિંધ દેશ જીતનાર અરબ સરદાર મોહમ્મદ બીન કાસમની સિંધી રાણી.

સિંધ દેશમાં રાજા સાહસી રાજ્ય કરતો હતો તેનો બુદ્ધિધન નામે એક વજીર હતો. ચચ નામનો એક બ્રાહ્મણ તેનો સરદાર હતો જે ચારે વેદ ભણેલો હતો. આ રાજાની શુભ દેવી નામે રાણી હતી. ચચ બ્રાહ્મણ રાણી સાથે છાની રીતે પ્રેમમાં પડયો હતો. કોઇ રીતે રાજાને મરાવી નાંખ્યો ત્યારબાદ રાણીએ પોતાને કાંઇ ફરજંદ ન હોવાનું બહાનું જણાવી ચચ બ્રાહ્મણ સાથે લગ્ન કર્યું.

બુદ્ધિધન વજીરે રાણીના આ કામમાં કાંઇ આડખીલી ન કરી જેથી તે વજીરપદ ઉપર કાયમ રહ્યો.

ચચ બ્રાહ્મણને[2] ઘેર રાણી શુભદેવીના પેટે બે પુત્ર અને એક પુત્રી જન્મ્યાં. પુત્રોનાં નામ દાહીર અને મૃષ્ય અને કુંવરીનું નામ

---

૧–આઇન–એ–હકીકતનુમામાં લાદી લખ્યું છે અને હઝરત ખ્વાજા હસન નીઝામ સાહેબના તા૦ ૧૩મી એપ્રીલના મુનાદીમાં લાડી લખ્યું છે પણ હિંદીમાં અસલ નામ લાદી જણાવ્યું છે.

૨–હી. ૫૫ માં ચચનું મૃત્યું થયું.

બાઇ હતું. દાહીરે પોતાના ભાઇ ધર્સ્યની મરજી વિરૂદ્ધ પોતાની સગી બહેન બાઇ સાથે લગ્ન કરી દીધું. આથી ફરી બંને ભાઇઓમાં લડાઇ જાગવાનો વખત આવ્યો. વળી બાઇનો જેની સાથે વિવાહ થવાનો હતો તે કક્કાનાના પરગણાના સરદારે પણ મોટું લશ્કર લઇ દાહીરની રાજધાની ઉપર ચડાઇ કરી. દાહીરે પોતાની મદદે મોહમ્મદ બીન હરસ અલાફીને બોલાવ્યો.[1] લડાઇમાં રાજા દાહીર જીત્યો જેથી તેણે અલાફીને પોતાનો મુખ્ય વજીર બનાવ્યો. વળી સિક્કા ઉપર એક તરફ દાહીરનું અને બીજી તરફ અલાફીનું નામ છાપવામાં આવ્યું.

તે વખતમાં લંકાનો રાજા મુસલમાન થઇ ગયો હતો અને ત્યાં સંખ્યાબંધ મુસલમાન સોદાગરો વસતા હતા. આ રાજાએ હજ્જાજ-બીન યુસુફ તરફ કીંમતી ભેટોથી ભરેલાં આઠ વહાણ મોકલ્યાં. આ વહાણોમાં કેટલાક મુસલમાન સોદાગરો, વિધવા ઓરતો, અને યતીમ [અનાથ] બચ્ચાં પણ હતાં જે પોતાને દેશ પાછાં જતાં હતાં. સમુદ્રમાં હવાનું તોફાન હોવાથી વહાણ ઉલટે રસ્તે વળી ગયાં જે રાજા

૧-ખલીફા અબ્દુલ મલેક બીન મરવાનના મશહુર સેનાપતિ હજ્જાજ બીન યુસુફે હી૦ ૮૫ ની સાલમાં સઇદ બીન અસલમ કલાબીને મકરાણના અમલદાર નીમીને મોકલ્યો હતો. અહીંની સ્થિતિ બહુ નાજુક હતી. અને આવતાંની સાથેજ બળવાખોર સરદારનું માથું કાપી હજ્જાજ પાસે મોકલી આપ્યું. આ બળવાખોર સરદારના મોહમ્મદ અને મુઆવીયા નામે બે સગા હતા જે અલાફી કહેવાતા હતા. તેઓ ખુલ્લી રીતે દેશમાં બળવો કરતા હતા. મુઆવીયાહને કતલ કર્યો અને મોહમ્મદ તો દાહીરે બોલાવવાથી ત્યાં ગયા.

દાહીરના એક બંદર આગળ થોભ્યાં. દાહીર રાજાના અમલદારે વહાણો લૂટયાં તથા મુસલમાનોની બેઇજ્જતી કરી. વળી વિધવા ઓરતો તથા યતીમ બચ્ચાં ઉપર જુલ્મ કર્યો. રાજા દાહીરે પોતાના અમલદારે આવો ઉઘાડો જુલ્મ કર્યો છતાં કાંઈ તાકીદ ન કરી બલ્કે આ મુસલમાનોમાંના જે બચ્યા હતા તેમની સાથે સખતાઈથી વર્ત્યો. હુજાજ બીન યુસુફે આવા સખત જુલ્મ માટે પૂછક કરી તો બેઅદબી ભર્યો જવાબ આપ્યો.

આ કારણથી હુજ્જાજ બીન યુસુફે પોતાના જમાઈ અને ભત્રીજાને હિંદુસ્તાન તરફ મોકલ્યો. ભત્રીજાનું નામ મોહમ્મદ બીન કાસમ હતું. મોહમ્મદ બીન કાસમનું વય આ વખતે સત્તર વરસનું હતું. તે ઘણો બહાદુર રૂપાળો અને વિચારવાળો હતો. આટલી નાની વયમાં તે ઇરાન દેશનો ગવર્નર થયો હતો. હુજ્જાજ બીન યુસુફે સિંધ દેશના આ મામલા માટે મોહમ્મદ બીન કાસમને કુલ સત્તા આપી હતી. મોહમ્મદ બીન કાસમ પાસે ઘોડેસવાર તથા ઊંટવાળા સવારો મળી બાર હજારનું લશ્કર હતું. સરસામાન ખેંચનારા ત્રણ હજાર ઊંટ હતાં. લડાઈના મેદાનમાં હી. ૯૩ ની સાલમાં રમઝાન માસની દશમી તારીખે રાજા દાહીર એક અરબની તલવારનો ભોગ થયો. મોહમ્મદ બીન કાસમની જીત થઇ.

મોહમ્મદ બીન કાસમ હિંદી કેદીઓ સાથે ઘણી સારી વર્તણૂક રાખતો હતો. પોતાના સારા ગુણો વડે તાબે થએલા મુલકના લોકોનાં દીલ જીતી લીધાં હતાં, જેથી કરી ટોળાંનાં ટોળાં ઇસ્લામમાં આવતાં હતાં. રાજા દાહીરના મોત પછી એટલે છેલ્લી જીત મળ્યા બાદ એક ઢંઢેરો પીટાવી દીધો કે "જેની મરજીમાં આવે તે ઇસ્લામ

કબુલ કરે અને જેની મરજીમાં આવે તે પોતાના બાપ દાદાના ધર્મ ઉપર કાયમ રહે, અમારા તરફથી કાંઇ પૃછક થશે નહિ, પણ અલબત જે પોતાના બાપદાદાના ધર્મ ઉપર કાયમ રહેશે તેમની પાસેથી એક જુજ રકમનો ટેકસ કે જે જજીયો કહેવાય છે તે લેવામાં આવશે, અને જે મુસલમાન થઇ જશે તેની પાસેથી (સેંકડે દસ ટકા) ખુદાઈ ટેકસ એટલે ઝકાત લેવામાં આવશે." આ ઢંઢેરાની ઘણી સારી અસર થવા પામી, અને દેશનો ઘણો ખરો ભાગ ખુશીથી મુસલમાન થઇ ગયો.

રાજા દાહીરને બે રાણીઓ હતી જેમાંની એક તેની સગી બહેન રાણી પાઇ પોતાની સાહેલીઓ સાથે સતી થઇ બળી મુઇ. બીજી રાણીનું નામ લાદી હતું તે બ્રાહ્મણાબાદમાં રહેતી હતી. રાજા દાહીરના મોત થયા બાદ તેનો પુત્ર જેસ્યા પણ બ્રાહ્મણાબાદમાં આવી રહ્યો હતો. હિંદુસ્તાનમાં બ્રાહ્મણાબાદનો કિલ્લો તૂટી ન શકે તેવો મજબૂત ગણાતો હતો. રાજાનો વજીર શીવસાગર નામે હતો તે મોહમ્મદ બીન કાસમના સારા ગુણોથી મિત્ર બની રાણી તથા રાજપુત્રનો સાથ છોડી મુસલમાનોના લશ્કરમાં આવી મળ્યો હતો. રાણી લાદી જે ભર જવાનીમાં હતી તેણે લશ્કરને લડાઇ કરવા ઉશકેર્યું. આ લોકો બ્રાહ્મણાબાદ શહેરમાંથી ઢોલ વગાડતા નીકળતા અને બે ચાર હુમલા કરી સાંજરે પાછા ચાલ્યા જતા. રાણીની મદદમાં મોહમ્મદ અલાફી હતો અને મોહમ્મદ બીન કાસમ સાથે મુકા નામે એક હિંદુ સેનાપતિ હતો. છ મહિના પછી રાજપુત્ર તથા અલાફીને લાચારીએ કિલ્લો છોડવો પડ્યો. શહેરના લોકોએ જીવતદાન માંગ્યું. મોહમ્મદ બીન કાસમે જ્યારે રૈયતના જાનમાલ અને આબરૂના રક્ષણનું વચન આપ્યું ત્યારે કિલ્લાનો દરવાજો ઉઘાડ્યો. અહીંઆ રાણી

બાઈ પણ ઘેરાએલી હતી. લડાઈ વખતે તે પોતાના લશ્કરને મોખરે રહી લડતી હતી. કેટલાક સરદારોને એકઠા કરી તેણીએ છેલ્લો હુમ્લો કર્યો પણ ખુદાને એમ મંજુર હતું કે ફકત કિલ્લા ઉપરજ નહિ, બલ્કે આખા સિંધ દેશમાં "અલ્લાહો અકબર"ની ગર્જનાનો ગુંજારવ કરવો હતો જેથી રાણી કેદ પકડાઈ અને મહોમ્મદ બીન કાસમની સામે લાવવામાં આવી.

મોહમ્મદ બીન કાસમ નાની વયનો સુંદર જુવાન હતો. રાણીએ તેને દીઠો, તેની બહાદૂરી દેખી, તેના સદ્ગુણોનાં વખાણ સાંભળ્યાં. પોતાના વજીર શીવ સાગર અને દબીલ બંદરના પોતાના [ નવ મૂસ્લીમ ] ગવર્નરના મોઢેથી ઇસ્લામની ખૂબીઓનું વર્ણન સાંભળ્યું; ત્યારબાદ વળી મોહમ્મદ બીન કાસમના ઢંઢેરાની હકીકત સાંભળી કે અમારે કોઇના ધર્મ સાથે કોઇ જાતનો સંબંધ નથી, જે ઇસ્લામ કબુલ કરશે તેની પાસેથી ઇસ્લામી કાનુન મુજબ ઝકાત લેવામાં આવશે અને જે ઇસ્લામ કબુલ નહિ કરે તેની પાસેથી જજીયો લેવામાં આવશે. હિંદુઓના મંદિરોને કાંઇ દખલ કરવામાં આવશે નહિ તથા તેમની જમીન છીનવી લેવામાં આવશે નહિ, માલ અસબાબ કે મકાનોને કાંઇ નુકસાન કરવામાં આવશે નહિ. મહેસુલની વસુલાતનું કામ સિંધ દેશના વતનીઓનેજ સોંપવામાં આવશે.*

આ ઢંઢેરાની હકીકત જાણવાથી રાણીને ઇસ્લામની ખૂબીઓ રોશન થઇ.× કેટલાએ દિવસ સુધી ધર્મ બદલવાની બાબતમાં બે

---

* જુવો—આઇન–એ હકીકતનુમા, પ્રકરણ પહેલું, પૃષ્ટ ૯૭.

× હઝરત ઉમર બીન અબ્દુલ અઝીઝના સમયમાં હી૦ ૧૦૦ ની સાલમાં જ્યારે સિંધનો ગવર્નર ઉમર બીન મૂસ્લીમ બાહુળી હતો ત્યારે જેસ્યા બીન દાહીરે પણ ઇસ્લામ સ્વીકાર્યો.

ચેન રહી. આખરે ઇસ્લામ સ્વીકારી આત્મિક તકલીફોથી છુટકારો મેળવ્યો. રાજા દાહીરના કુટુંબીઓ અને મોટા મોટા સરદારો ઇસ્લામથી પાવન થઇ ચૂકયા હતા તેમણે જ્યારે જાણ્યું કે રાણી પણ ઇસ્લામથી પાવન થઇ તો તેઓ ઘણા ખુશ થયા. રાણી હજુ ભર જવાનીમાં હતી તેમજ મોહમ્મદ બીન કાસમ પણ નવ જવાન હતો જેથી વજીરો અને અમીરોની સલાહથી બંનેનો નિકાહ થઇ ગયો.

મોહમ્મદ બીન કાસમના મુરબ્બી કાકા હુજ્જાજ બીન યુસુફનું મોત ઇરાકમાં હી. ૯૫ માં થયું. ત્યાં ગાદી ઉપર અબ્દુલ મલક અને ત્યાર પછી વલીદ, પછી સુલયમાન બીન અબ્દુલમલક બેસી ચૂકયા હતા. સુલયમાન હુજ્જાજ અને તેના વંશજોનો દુશમન હતો. જેથી તે હુજ્જાજી સરદારોને હરાવી સરદારી ઉપરથી ઉતારી મૂકતો હતો. મોહમ્મદ બીન કાસમને પણ સરદારી ઉપરથી ઉતારી પાછો બોલાવ્યો. આ બહાદુર અને બુદ્ધિશાળી અરબ સરદાર કે જેણે જીંદગીની હજુ એકવીસ મોસમોજ દેખી હતી, તેને વાસ્તના કિલ્લામાં કેદ કરી સાલેહ બીન અબ્દુર્રેમાનના હાથે કતલ કરાવ્યો. મોહમ્મદ બીન કાસમ હિંદુસ્તાનમાં ફકત સાડા ત્રણ વરસ રહ્યો હતો. તે સમયમાં રાણી લાદીના પેટથી તેને એક શાહજાદો પેદા થયો હતો જેનુ નામ ઉમર રાખવામાં આવ્યું હતું. મોહમ્મદ બીન કાસમ સુલયમાન બીન અબ્દુલ મલકની દુશ્મનાવટની વાત જાણતો હતો જેથી તે પોતાને દેશ ગયો ત્યારે પોતાનાં ધાવણા બાળકને તથા રાણીને સિંધમાં મૂકતો ગયો હતો. સિંધની રૈયત મોહમ્મદ બીન કાસમ સાથે એટલું બધું હેત રાખતી હતી કે જ્યારે તે અહીંથી ગયો ત્યારે દેશીઓ અફસોસ કરવા લાગ્યા એટલુંજ નહિં પણ કીરજ શહેરના હિંદુઓ અને બૌદ્ધોએ તો મોહમ્મદ બીન કાસમનું એક બાવલું

બનાવીને ગોઠવ્યું અને તેની પૂજા શરૂ કરી દીધી. [જુઓ આઇનએ હકીકત નુમા, ભા. ૧ લો પૃ. ૨૧૦]

ઉમર પોતાના બાપના દોસ્તોની દેખરેખ અને માની માયાળુ ચાકરીમાં ઉછરવા લાગ્યો. હુસ્શામ બીન અબદુલ મલકના સમયમાં ઇરાકના સરદાર હાકીમ બીન અબદુલ્લાહે હકમ બીન અવાના કલબીને હી૦ ૧૧૦ ની સાલમાં સિંધનો ગવર્નર બનાવીને મોકલ્યો. હકમે ઇરાકી તથા શામી અરબો કે જેઓ નવ મુસ્લીમ લોકો સાથ ખેતીવાડીના કામમાં ગુંથાયા હતા, તેમને શોધી કહાડી એક જગ્યાએ એકઠા કરી વસાવ્યા. આ ગવર્નરની મતલબ એવી હતી કે આથી કરી ઇસ્લામી તાકત પેદા થશે. મોહમ્મદ બીન કાસમનો પુત્ર પણ આ અરબોની ગણતરીમાં સામેલ હતો, જેનું વય સત્તર અઢાર વર્ષનું હતું. હીજરી ૧૧૩ ની સાલમાં અરબોની આબાદીની આ જગ્યાનું નામ "મહફુઝ" રાખવામાં આવ્યું અને તેને સિંધની રાજધાનીનું સ્થળ ઠેરવ્યું. સિંધના પાછલા ગવર્નર જુનેદે કેટલાંક વચન ભંગ કરવાના કારણે તથા ખાસ કરી જેસ્યા અને તેનો ભાઇ જે મુસલમાન થઇ ગયા હતા તેમને વગર કારણે કતલ કરવાથી કેટલાક નવ મુસ્લીમ શહેરીઓ ઇસ્લામ છોડી ચૂકયા હતા. દેશમાં ગેરવ્યવસ્થા અને ખટપટ પેદા થઇ રહી હતી; જેથી હકમ બીન અવાનાએ ઉમર બીન મોહમ્મદ કાસમ કે જે હજુ ભર જવાનીમાં હતો, અને જેનામાં તેના બાપ જેવા ઉંચા ગુણો મોજુદ હતા તેને સિંધનો સેનાપતિ બનાવી બળવાખોરોને દબાવવા રવાના કર્યો. ઉમરે× ઘણે ઠેકાણે જીત મેળવી તમામ બળવાખોરોને તાબેદાર બનાવ્યા તથા

× આઇનએ હકીકતનુમા, પ્રકરણ પેહલું પૃ. ૧૧૫

પોતાના બાપની ઇઝઝત તાજી કરવા કોઇના ઉપર અણઘટતી સખ્તાઇ કરી નહિ, બલ્કે મહેરબાની વડે સર્વનાં દીલ જીતી લીધાં.

નદિને પશ્ચિમ કિનારે ઉમર બીન મોહમ્મદે મહફુઝની સામે એક શહેર વસાવી તેનું નામ મન્સુરા રાખ્યું. હી૦ ૧૨૦ની સાલમાં હકમ બીન અવાના ગુજરી ગયો ત્યારે ખીલાફતના દરબારમાંથી સિંધની ગવર્નરીનો પરવાનો–સનંદ ઉમર બીન મોહમ્મદના નામ ઉપર મોકલવામાં આવ્યો ત્યારે તેણે મન્સુરાને રાજ્યધાનીનું સ્થળ ઠેરવ્યું. આથી મહફુઝની તમામ શોભા, રોનક અને આબાદી મન્સુરામાં આવી ગઇ.

રાણી લાદીના આ કલેજાના ટુકડાએ સિંધનો ગવર્નર બની એક વખત ફરી પોતાની માને સિંધના રાજ્યનો લહાવો ચખાડયો. અફસોસ! તે હી. સ. ૧૨૬માં ચોત્રીસ વરસની વયે મન્સુરામાંજ મરણ શરણ થયો. આ સમયમાં બની ઉમઇયાની ખીલાફતે પોતાની જગ્યા અબ્બાસીયા ખીલાફત માટે ખાલી કરી રહી હતી.



# અબ્દુલ્લાહ ઉશ્તરની બ્રાહ્મણ રાણી.



હિજાઝ અને ઇરાકમાં ખલીફા મન્સુર અબ્બાસીનો વાવટો ફરકી રહ્યો હતો. ખીલાફત તરફથી [હી. ૧૪૫માં] સીંધનું ગવર્નર પદ ઉમર બીન હફસ ભોગવી રહ્યો હતો તે અરસામાં સૈયદ અબ્દુલ્લાહ બીન

મોહમ્મદ ઉર્ફે અબ્દુલ્લાહ ઉસ્તર[1] હીજાઝ અને ઇરાકની ચઢાઇઓ કરતા કરતા બસરા થઈ સિંધમાં આવ્યા.

ઉમર બીન હફસે અબ્દુલ્લાહ બીન ઉસ્તરના ભાઇ મોહમ્મદ અલ મેહદીની બયેત [તાબેદારી] સ્વીકારી અબ્બાસી વાવટાને બદલે મોહમ્મદ અલ મેહદીની ખીલાફતનો વાવટો ચઢાવ્યો. મોહમ્મદ અલ મેહદીને ખલીફાના લશ્કરે ચૌદમી રમઝાનના દિવસે [હી. ૧૪૫] માં ઇરાકમાં કતલ કીધો. આ ખબર સિંધમાં પહોંચતાં ઉમર બીન હફસની સલાહ મુજબ અબ્દુલ્લાહ બીન ઉશતર સિંધના સરહદી રાજાઓ પૈકી એક પાસે ચાલ્યા ગયા. આ રાજામાં બે ખુબીઓ હતી. એક તો તે સિંધના તમામ રાજાઓમાં જોરાવર હતો તથા મોટું લશ્કર રાખતો હતો. અને બીજી એ કે તે ખુલ્લી રીતે મુસલમાન થયો ન હતો પરંતુ હઝરત રસુલુલ્લાહ [સ૦ અ૦]ના સદ્દગુણો તથા સદાચારની વાતો સાંભળી તે નામે પાકની ઘણી ઇઝઝત કરતો હતો.

અબ્દુલ્લાહ ઉશતર હઝરત રસુલુલ્લાહ [સ. અ.] ના પ્યારા નવાસા ઇમામ હસન [ર૦ અ૦]ની ઓલાદમાં હોવાથી તેમને એવી આશા આપવામાં આવી હતી કે ત્યાં ફકત આશરો મળશે એટલુંજ

---

૧—ઇમામ હસન બીન અલી બીન અબુ તાલીબના એક અબ્દુલ્લાહ નામે પુત્ર હતા તેમના બે પુત્ર હતા. મોહમ્મદ અને ઇબ્રાહીમ. મોહમ્મદે ખલીફા સામે ખીલાફતનો દાવો કરી પોતાનું નામ મોહમ્મદ અલ–મેહદી રાખ્યું અને પોતાના પુત્ર અબ્દુલ્લાહ બીન મોહમ્મદ કે જે અબદુલ્લાહ ઉસ્તરના નામથી મશહુર હતા તેમને [હી. ૧૪૪] સિંધ તરફ રવાના કર્યા કે જ્યાં આ ઉમર બીન હફસ ગવર્નર હતો અને જે છુપી રીતે તેમને મળેલો હતો.

નહિ, પરંતુ ઘણી ઇઝઝત આગરૂથી રાખવામાં આવશે. અમુક શર-તોનું બંધન પત્રવ્યવહારથી કરી તે બ્રાહ્મણ રાજા પાસે અબ્દુલ્લાહ બીન ઉશતર ગયા. ખરેખર રાજાએ શાહજાદાઓની માફક તેમનું આગમન કર્યું. વળી જ્યારે તેના જોવામાં આવ્યું કે આસપાસના મુસલમાનો અને અરબો તેમની પાસે હર વખત હાજર રહે છે તથા રસુલે કરીમ [સ૦ અ૦] ની આલ સમજી ઘણી ઇઝઝત કરે છે તો તે રાજાએ પોતાની નવ જવાન ચંદ્રમુખી કુંવરીનું લગ્ન તેમની સાથે કરી દીધું. આ ચળવળની ખબર મન્સુરને પડી તો [હી. ૧૪૬માં] હુશ્શામ બીન ઉમરોને સિંધનો ગવર્નર બનાવી રવાના કર્યો, તથા અબ્દુલ્લાહ ઉશ્તરને કેદ કરવાનો કે છેવટ કતલ કરવાનો હુકમ આપ્યો. તેમજ બ્રાહ્મણ રાજાને પણ તાકીદ આપવા ફરમાવ્યું. હશ્શામે સિંધમાં આવી રાજા પાસે અબ્દુલ્લાહની માગણી કરી. રાજાએ ઇન્કાર કર્યો જેથી લડાઇ થઇ જેમાં અબ્દુલ્લાહ અને તેના સાથીઓ તથા રાજા માર્યા ગયા. અબ્દુલ્લાહ ઉશ્તરની ઓરતને તેમના ધાવણા બાળક સહિત બીજા કેદીઓની સાથે મન્સુર પાસે મોકલવામાં આવ્યાં. અબ્દુલ્લાહ ઉશ્તરના સંબંધીઓ મદીનામાં રહેતા હતા તેમની પાસે આ બ્રાહ્મણ રાણીને બાળક સાથે ખલીફાએ પહોંચતાં કીધાં. બ્રાહ્મણ રાજાના સંબંધીઓમાંથી પણ કેટલાક બ્રાહ્મણો રાણીની સાથે કેદમાં હતા જેઓ લશ્કરી કેદીની હાલતમાં મદીનામાં રહેતા હતા. અને તેમને અરબમાં હીંદી ગુલામ કહેવામાં આવતા હતા.

ખલીફા હાદી [હી. ૧૭૦ વફાત]ના સમય સુધી આ બ્રાહ્મણ રાણી અને તેના કુંવરની હયાતીનો ઇતિહાસ પુરાવો આપે છે. તે પછી કાંઇ હકીકત માલુમ પડતી નથી, પણ અબ્દુલ્લાહ ઉશ્તરના

નિકાહમાં તે મુસલમાન બનીને રહી તેમાં તો કાંઈ શક છેજ નહી. સિંધમાં રહી ત્યાં પણ ઇસ્લામી થઇ રહી અને મદીના શરીફમાં પણ લાંબો સમય ઈસ્લામમાં રહી, આખરે ઇસ્લામી હાલતમાં પ્રાણ છોડયો.

# રાણી કમળા દેવી.

સુલતાન* અલાઉદ્દીન ખીલજીએ ગાદી ઉપર બેઠા પછી ત્રીજે વર્ષે [હી. ૯૬૭] ગુજરાત જીતવા પોતાના પ્રખ્યાત સરદારોને એક મોટું લશ્કર આપી રવાના કર્યા. ગુજરાતનો રાજા કરણ ઘેલો આ મોટા લશ્કરનો મુકાબલો કરી શકયો નહિ અને દેવગઢના રાજા રામદેવ પાસે નાસી ગયો. તેની રાણીઓ, સાહેલીઓ, હાથી અને ખજાનો વગેરે ઘણો સરસામાન બાદશાહી અમીરોને હાથ લાગ્યો. આ માલ દૌલત બાદશાહના આગળ રજુ કરવામાં આવ્યાં, તેમાં કરણ રાજાની સૌથી વધારે રૂપાળી રાણી કમળાંદેવી× પણ હતી, જે રાજમહેલના શણગાર રૂપ હતી.

રાણીનો ચહેરો જોઇ બાદશાહ છક થઈ ગયો. તેની મીઠી અને ઠાવકી વાણીએ બાદશાહના દીલ ઉપર જાદુઇ અસર કરી. બાદશાહ-

* રાજ્યાભિષેક હી. ૬૯૫ ( ઈ. સ. ૧૩૯૬). મૃત્યુ હી. ૭૧૬ શબાન તા૦ ૬.

× મોલવી ઝકાઉલ્લાહ મર્હુમે પોતાના ઇતિહાસ હિંદુસ્તાન ભાગ ૨ માં રાણી કમળાદેવીને કૌલાદેવી લખી છે.

ના હુકમથી રાણીને શાહી ઝનાનખાનામાં દાખલ કરવામાં આવી અને હુકમ આપવામાં આવ્યો, કે બેગમો માટે જે વૈભવ રાખવામાં આવે છે, તેવા વૈભવનાં સાધનો રાણી માટે પણ હાજર કરવાં. રણવાસમાંથી બાદશાહની જાણમાં આવ્યું કે રાણી સ્વરૂપવાન છે એટલું જ નહિ, પણ બાદશાહતને છાજે એવા ઉચ્ચ ગુણો અને સ્વભાવ વાળી છે, જેથી બાદશાહ ઘણો ખુશ થઇ ગયો. સૌથી પહેલાં ઇસ્લામ સ્વીકારવાનો પયગામ રાણી તરફ મોકલવામાં આવ્યો, જે તેણે ઘણી ખુશીથી કબુલ કર્યો. ત્યાર બાદ નિકાહનો પયગામ મોકલવામાં આવ્યો. રાણી નાદાન ન હતી, સઘળું સમજતી હતી, આગળ ઉપર કેવો ચડતો વખત આવવાનો હતો, તેથી અજાણ ન હતી તેથી બાદશાહનો પયગામ ઇઝ્ઝત સાથે કબુલ કર્યો, પણ વચન માંગ્યું કે પાટવીકુંવર ખીજરખાનની માના જેવો "મલેકએ જહાં" (જહાં બેગમ)નો ખીતાબ મને આપો. અલાઉદ્દીન આ રજપૂતાણીના સ્વાભિમાનનો ટેક જોઇ ખુશ થયો. બાદશાહે તે કબુલ કર્યું. મોટી ધામધુમથી શાદીનો જલસો કરવામાં આવ્યો. ઝનાનખાનાની તમામ બેગમો રાણી આવતાં ફીકી પડી ગઇ હતી. બાદશાહ રાત દિવસ રાણીનો કલમો પઢતો હતો. કમળાદેવીનું ચંદ્ર જેવું મુખ કમળ માફક ખીલી રહેતું હતું. બાદશાહે એક વખત કમળાદેવીને પૂછ્યું—કે "તમારૂં નામ કમળાદેવી કેમ રાખ્યું? કમળ એટલે શું?" રાણીએ હસતા ચહેરે કહ્યું કે "કમળ એટલે ફૂલ, કે જે ગુજરાતના કરણ રાજાના બાગમાં ખીલી રહ્યું હતું, તે ફૂલનો એક ભોગી ભમરો કે જે હાલમાં સુગંધ લઇ રહ્યો છે, તેના આકર્ષણ વડે કમળાદેવી બાદશાહ "મલેકએ જહાં" બનેલ છે." આ જવાબથી બાદશાહ ઘણો

ખુશ થયો, પરંતુ રાણીના ચહેરામાં કાંઇક પીળી ફીકાશ જણાઈ. બાદશાહે ઉદાસ થવાનું કારણ પૂછ્યું, પણ ચતુર રાણીએ વાત ઉડાડી દીધી. કમળાદેવીનું દીલ હમેશાં કરમાએલું રહેતું, કારણકે તે અંદર અંદર બળાપો કર્યા કરતી હતી.

દેવગઢ ઉર્ફે દેવગીરીના રાજા રામદેવે ત્રણ વરસ સુધી ખંડણી ન મોકલવાથી તેને દબાવવા (હી.–૭૦૩ માં) બાદશાહે લશ્કર મોકલવાની તૈયારી કીધી, ત્યારે રાણી કમળાદેવીના દીલમાં જે બળાપો થયા કરતો હતો, તે બાદશાહને કહી સંભળાવ્યો કે "કરણ રાજાને ઘેર ખુદાએ મને બે કુંવરીઓ આપી હતી, જેમાંની મોટી તો નાનપણમાંજ દુનિયાથી ઉઠી ગઈ છે પણ બીજી કુંવરી દેવળદેવી હાલમાં જીવતી છે. તેના સિવાય મારૂં દીલ માછલીની માફક તડપી રહ્યું છે. જો બાદશાહની મહેરબાનીથી મારી કુંવરી મારી પાસે સહી સલામત આવી જાયતો મારૂ કલેજું ઠંડુ પડે." બાદશાહે કહ્યું "શું આટલા માટેજ તમો હમેશાં ઉદાસ રહેતાં હતાં? આતો કાંઇ મોટી વાત નથી." રાણીની દરેક અદા ઉપર બાદશાહ જીવ કુરબાન કરતો હતો. તેણે બાદશાહી ફરમાન કાઢ્યું કે "દક્ષિણમાં કરણ રાજા ભટકયા કરે છે, તેને દેવળદેવી માટે પયગામ મોકલો. અને સલાહથી અથવા લડાઇથી ગમે તે રીતે દેવળ દેવીને દિલ્હી લાવો."



# રાણી દેવળદેવી.

ગુજરાતનો રાજા કરણ અલાઉદ્દીન ખીલજીના લશ્કરથી બેચેન થઈ દેવગીરીના રાજા તરફ નાસી છૂટયો હતો. રાજા રામદેવે તેની નિરાધાર હાલત ઉપર દયા લાવી, દેવગીરીની સરહદ ઉપર અમુક પરગણાં આપી બાગલાણના કિલ્લામાં રાખ્યો હતો. અહીંઆ કરણ રાજા પોતાના તૂટયા ફૂટયા કાફલા સાથે સાધારણ જીંદગી ભોગવી રહ્યો હતો. કરણ રાજાની એક નવ દસ વર્ષની નાની વયની કુંવરી તેની સાથે હતી. તે ઘણી રૂપાળી હોવા ઉપરાંત આટલી નાની વયમાં ઘોડા ઉપર ઘણી સારી રીતે સવારી કરી શકતી હતી. કરણ રાજાના જીવનનો આધાર હવે ફક્ત તેની આ નાની કુંવરી ઉપરજ હતો.

કરણ રાજા પાસે હવે કાંઇ રાજ્ય ન હતું છતાં તે પોતાના ઉંચા કુળ માટે ઘણો મગરૂર હતો. રાજા રામદેવે આવા અણીના વખતે તેને આશરો આપ્યો હતો, તેથી તેણે પોતાના પાટવી કુંવર મંગળદેવનું વલણ જોઇ દેવળદેવી માટે કહેણ મોકલ્યું. મંગળદેવે ઘણા વખત દેવળદેવીને દેખેલી હતી, જેથી તે તેની મનોહર આકૃતિ પર આશીક થઇ ગયો હતો પણ કરણ રાજાએ માન્યું નહિ. રામદેવ જાતે મરાઠો હતો અને કરણ રજપૂત હતો. મરાઠાને દીકરી આપવામાં રજપૂતો હલકાશ સમજતા હતા.

આવી વાતચીત ચાલતી હતી. તેવામાં બાદશાહી લશ્કરે કરણ

રાજાને ફરમાન મ્હોંચાડયું. કરણ રાજાએ પોતાની કુંવરી બાદશાહી સિપાઇઓને સોંપવાનો ઇન્કાર કર્યો. બે મહીના સુધી નાની નાની લડાઇઓ થતી રહી. ગુજરાતના બાદશાહી સરદાર ઉલગખાને કરણ રાજા સાથે સુલેહની ઘણી નરમ નરમ શરતો રજુ કરી, પણ રાજા એકનો બે થયો નહિં. બાદશાહી લશ્કર રાજા સાથે આવી મસલતમાં હતું તે જોઈ વખત સાધી મંગળદેવે પોતાના બાપને પૂછ્યા સિવાય નાનાભાઈ ભીમદેવને ઘણી ભેટો આપી, દેવળદેવી સાથે લગ્ન કરવાનું કહેણ લઇ કરણ રાજા પાસે મોકલ્યો. કરણ રાજાએ વખત વિચારી થોડું લશ્કર આપી ભીમદેવની સાથે દેવળદેવીને દેવગીરી પહોંચાડવા રવાના કીધી.

બાદશાહી લશ્કર હવે ગભરાઈ રહ્યું હતું, તેથી તેણે કરણ રાજા ઉપર ભારે હુમ્લો કર્યો, તે જીવ લઇ દેવગીરી તરફ નાઠો. ઉલગખાનને માલ અસબાબ મળ્યો, પણ તે આશાનું મોતી કે જેને માટે લડાઇ કરવામાં આવી હતી, તે હાથ ન આવતાં બાદશાહ કોપશે, વળી કમળાદેવી ઉદાસ રહેશે તો બાદશાહ સદાને માટે ગુસ્સે રહેશે, તેવો વિચાર પેદા થતાં કરણ રાજા ઉપર જીત મેળવ્યા છતાં ઉલગખાન નિરાશ થઇ ગયો. આ વિચારમાં ને વિચારમાં દેવગીરી તરફ વળ્યો, રસ્તામાં ઇલોરની ગુફાઓ આવી. ગુફામાં કારીગરોનું કરેલું કોતરકામ વગેરે સુંદર રચના જોવા ખાતર તેણે ત્યાં મુકામ કર્યો.

અહીંઆં કેટલાક સવાર દીઠામાં આવ્યા. રામદેવે પોતા પાછળ લશ્કર મોકલ્યું હશે, એવો બાદશાહી સિપાઇઓ વિચાર કરવા લાગ્યા, પરંતુ થોડીવારે માલુમ પડયું, કે ભીમદેવનું લશ્કર દેવળદેવીને દેવ-ગીરી લઇ જાય છે, તેમાંના આ સિપાઇઓ છે. બંને કાફલાને લડાઇ

થઈ, પહેલે હુમલેજ ભીમદેવના લશ્કરમાં ભંગાણ પડ્યું. દેવળદેવી એક ઘોડા ઉપર બેસી છટકી જતી હતી, તેવામાં તેના ઘોડાને એવા જોરથી તીર વાગ્યું કે ઘોડો એક પણ ડગલું આગળ ભરી શક્યો નહિ. સિપાઈઓ દોડીને તેની પાસે ગયા અને કહેવા લાગ્યા કે તારી પાસે જે હોય તે કાઢ. તેવામાં એક દાસી બુમ પાડી બોલી ઉઠી કે "હાથ લગાડતા નહિં, દેવળદેવી આ પોતેજ છે કે જેને માટે આ ઘમશાણ થઈ રહ્યું છે." સિપાઈઓએ દેવળદેવીનું નામ સાંભળ્યું, એટલે ઝટ સુખપાલ મંગાવી, તેમાં તેને બેસાડી ઉલગખાન પાસે લઇ ગયા. એક નવ દશ વરસની સ્ત્રીને હથિયાર સજી ક્રોધાયમાન ચહેરાથી ઉભેલી દેખી, તે ઘણો ખુશ થઇ ગયો. ઘણી અદબ સાથે તેને ગુજ-રાતમાં લાવ્યો અને પોતે અરજી લખી પાલખીમાં બેસાડી દેવળદેવીને તેની મા પાસે દિલ્હી રવાના કીધી.

ભૂખ્યાને અન્ન મળતાં, તરસ્યાને પાણી મળતાં, આંધળાને આંખ મળતાં, નિર્ધનને ધન મળતાં જેટલો આનંદ થાય, તેટલો આનંદ દેવળદેવી બાદશાહી મહેલમાં આવતાં કમળાદેવીને થયો. પાલખી ઉતરાવી મા દીકરી ગળે ભેટી પડી હરખનાં આંસુ પાડી આનંદથી સાથે રહેવા લાગ્યાં.

જેટલું વય દેવળદેવીનું હતું, તેટલુંજ વય બાદશાહના પાટવી કુંવર ખીજરખાનનું હતું. દેવળદેવીનું લગ્ન ખીજરખાન સાથે કરવા બાદશાહ ઇચ્છતો હતો. કમળાદેવી પણ આ વાત માટે રાજી હતી, જેથી કરી તે ખીજરખાન ઉપર ઘણું હેત રાખતી હતી. ખીજર-ખાન અને દેવળદેવી એક મહેલમાંજ ઉછેર્યાં હતાં. તે નાનું જોડું બચપણની રમતો વિશુદ્ધ પ્રેમથી ખેલતું હતું, જેમ જેમ આ જોડું મોટું થતું ગયું તેમ તેમ પ્રેમ પણ વધતો ગયો.

ખીજરખાનની માનો વિચાર પોતાના ભાઈ અલપખાંનની દીકરી સાથે ખીજરખાનનું લગ્ન કરવાનો હતો. તે આ લગ્નથી ખુશ ન હતી. ખીજરખાન એક ઘડીવાર દેવળદેવીથી વિખુટા રહેતાં બેચેન થઈ જાય છે, તે જાણી ભવિષ્યનો વિચાર કરી બંનેને વિખુટાં પાડયાં. વિયોગના દિવસો આ પ્રેમી જોડાને ઘણા કનડવા લાગ્યા. જો સલામ કે સંદેશાનો વ્યવહાર બંધ થયો હોત તો ખુદા જાણે શું પરિણામ આવત! ખીજરખાનની મરજી વિરૂધ્ધ જઇ. તેની માએ પોતાના ભાઇની દીકરી સાથે ખીજરખાનનું લગ્ન કરી દીધું, પણ જ્યારે બાદશાહ અને બેગમે જાણ્યું કે દેવળદેવી સિવાય ખીજરખાન હમેશાં ઉદાસ રહે છે, તો દેવળદેવી સાથે તેનો નિકાહ કરી દીધો.

ખીજરખાન અને દેવળદેવી આનંદમાં જીંદગી ગુજારતાં હતાં. એક પ્રસંગે ખીજરખાન કહે છે, કે "મારા બાપની મહેરબાનીથી મારા મહેલની રોશનીરૂપ દેવળદેવી જેવી સ્ત્રીનો હું માલીક થયો છું." દેવળદેવીએ કહ્યું કે "આપના બાપની મહેરબાનીથી નહિં, પણ શાહી મહેલમાં આવી સુખી થએલી મારી માએ, પોતાની પુત્રીને સુખી કરવા લડાઇઓ કરાવી ખીજરખાનના મહેલને રોશન કર્યો છે. ખરી રીતે તમારાં માબાપ તમારા ઉપર મહેરબાન નથી, પણ મારી માની મહેરબાનીથીજ તમો સુખી થયા છો. જળ સિવાય માછલી તડપી ઉઠે એવા એક બીજાના પ્રેમના તરસ્યા આ જોડાને સદાને માટે વિખુટાં પાડવા બાદશાહ અને બેગમે (તમારા માબાપે) તો બનતું કર્યું હતું."

બાદશાહ અલાઉદ્દીન બિમાર પડયો, ત્યારે ખીજરખાનની મા તથા તેના બંને દીકરા શાદીખાન અને ખીજરખાને બાપની ખાતર-બરદાશ કમ કરી હતી, મલેક કાફૂર નામે એક ગુલામને બાદશાહે

ઘણો મોઢે ચઢાવ્યો હતો, તેણે આ વખત સાધી બાદશાહના ખૂબ કાન ભર્યા, તે એટલા સુધી કે મલેકએ જહાંને શાહી મહેલમાંથી કઢાવી જુની દિલ્હીમાં કેદ કરાવી, તથા ખીજરખાન અને શાદીખાનને જન્મ સજા અપાવી, ગ્વાલીયરના કિલ્લામાં કેદ કરાવ્યા. આવી રીતે મલેક કાફુરે પોતાના કાંટા સાફ કર્યા. બાપે દીકરાઓને જીવથી માર્યા નહિ, પણ એવા એવા ઝુલ્મ કર્યા કે કલેજું કાંપી ઉઠે. ધણીનાં આ સર્વ સંકટોમાં દેવળદેવી હમેશાં સાથે હતી. અલાઉદ્દીનના મરણ પછી મલેક કાફુરે શાહજાદાઓને આંધળા કર્યા, અને છેવટે ગ્વાલરના કિલ્લામાં ખીજરખાનને કતલ કર્યો, તે વખતે દેવળ દેવીના બંને નાજુક હાથ પોતાના ધણીની ગરદનમાં વીંટળાએલા હતા. દુશ્મનના નિર્દય ઘા ઝીલવાને આ ક્ષત્રાણીએ પોતાના બંને હાથ ઘાયલ થવા દીધા. છેવટે દુશ્મનના નિર્દય હાથે કતલ થઇ ધણીની બાજુમાં સદાને માટે પ્રેમલીલા કરવા સુઇ ગઇ.[1]

યું દફન મેરે સાથ દીલે બેકરાર હો
છોટાસા એક મઝારકે અંદર મઝાર હો.

આ બંનેના ઇશ્કની કહાણીઓ હિંદી ફારસી કવિઓને મોઢે ઘણી ગવાઈ છે અનેક કિસ્સા લખાયા છે, અને સેંકડો વર્ષ તેમના પ્રેમનાં ગીત લોકો ગાતા રહ્યા છે. આ સર્વ કિસ્સાઓમાં હઝરત અમીર ખુસરૂ [૨૦ અ૦]એ લખેલી મસ્નવી પ્રખ્યાત છે.

---

૧ જુવો તારીખે હિંદ ઝકાઉલ્લાહની ભાગ ૨ જો પૃ. ૬૫

# રાણી મરીયમ ઝમાની



## મહાન અકબરની જયપુરી રાણી.

મહાન મોગલ શહેનશાહ અકબરને ગાદીએ બેઠાને એક વરસ વીતી ગયું હતું, તે અરસામાં [હી૦ ૯૬૩] હાજીખાન શેરશાહના એક ગુલામની મદદે જયપુરના રાજા બીહારીમલ કછવાહા ચઢી આવ્યા, અને અકબરના એક સરદાર મજનુંખાન ઉપર હુમલો કર્યો. સાધારણ લડાઈના અંતમાં મજનુંખાન ઘેરાઇ ગયો. હાજીખાનનો વિચાર તો મજનુંખાનને ઠેકાણે કરવાનો હતો, પરંતુ લાંબા વિચાર વાળા અનુભવી રાજાએ તેની પાસે સુલેહ કરાવી, અને તેને ઇજ્જત આબરૂ સાથે દિલ્હી રવાના કીધો.

આ બિહારીમલ તે કોણ? અકબરના માનીતા જનરલ રાજા માનસીંગના દાદા અને રાજા ભગવાનદાસના બાપ થતા હતા. મજનુંખાને શાહી દરબારમાં હાજર થઈ રાજાનું× માયાળુપણું, હેતાળ સ્વભાવ, અને ઉંડા વિચારની તારીફ કરી જે ઉપરથી અકબરે પોતાના એક ખાસ વજીરને મોકલી રાજાને દિલ્હી બોલાવ્યા. રાજા પોતાના

---

× આ રાજાને ભારમલ નામથી પણ ઓળખવામાં આવે છે. જુના ઐતિહાસિક લખાણોમાં જયપુરને "અંબર" લખવામાં આવતું હતું.

મંત્રીઓ સાથે દિલ્હી આવ્યા, ત્યાં તેમને ઘણો માન મરતબો અને ઈનામ આપવામાં આવ્યાં. પછી ઘણી ઈઝઝત લઇ રાજા જયપુર ગયા.

હી૦ સ૦ ૯૬૯ના જમાદીઉલ અવ્વલ માસમાં અકબર બાદશાહની સવારી અજમેર આવી, ત્યારે એક અમીરે વિનંતી કરી કે "અંબર (જયપુર)ના રાજા આપણા હિતેચ્છુ છે. હુઝુરના ફરમાન મુજબ તેમને દિલ્હી બોલાવી એક વખત માન મરતબો પણ આપવામાં આવ્યો છે; પરંતુ આજ કાલ મેવાડના હાકીમ શરફુદ્દીન હુસેન મીરઝાના ત્રાસથી વનવગડામાં છુપાતા ફરે છે, જો હુઝુરની કૃપા દૃષ્ટિ હોય તો સરકારની સેવા બજાવવા અત્રે હાજર થાય." બાદશાહ સાંગાનેરમાં હતો ત્યાંથી તેણે રાજાને બોલાવવા પોતાનો એક સદ્દાર મોકલ્યો. આ ઉપરથી રાજા બિહારીમલ પોતાના મોટા કુંવરને કુટુંબ કબીલો સોંપી બાદશાહની સેવામાં હાજર થયા.

અકબર જેવા દયાળુ અને લાંબી નજરવાળા બાદશાહની હકુમતને લીધે આજે પણ હિંદુસ્તાન મગરૂર છે. બાદશાહે રાજાને ઘણો દિલાસો આપ્યો અને અમીર વર્ગમાં જગ્યા આપી. રાજાએ પોતાની વફાદારી અને બાદશાહ સાથે પ્રેમની એવી તો નીશાનીઓ આપવા માંડી કે દિવસે દિવસે મહાન અકબરના દિલમાં રાજાની મહોબ્બત ઘર કરી બેઠી. આ ખાનદાની રજપૂતના સારા વિચારો અને ચોકખા દીલની સેવાઓથી બાદશાહના દીલ ઉપર એટલી બધી અસર થઇ, કે તે રજપૂત ખાનદાન સાથે સગપણનો સંબંધ કરવાની તજવીજો શોધવા લાગ્યો. અત્યાર પહેલાં કોઇ પણ રજપૂતાણી સાથે અકબરે લગ્ન સંબંધ જોડયો નહતો, જેથી સામે મોઢે કહેતાં અગર

કહેવંડાવતાં બાદશાહ અચકાવા લાગ્યો, કે વખતે ઇન્કાર કરશે તો બાદશાહી મહત્તાને ધોકકો પહોંચશે.

ઇતિહાસમાં કોઈ જગ્યાએ એવું જોવામાં આવ્યું નથી, કે કોઇની મારફતે બાદશાહે લગ્નનું કહેણુ મોકલ્યું હોય, પણ મજનુંખાન અને ચુગતેખાન બે સરદાર એવા હતા, કે જેના આભાર તળે રાજા બિહારીમલ દબાયા હતા. મજનુંખાનની ભલામણથી રાજાને દિલ્હી બોલાવી દરબારમાં માન આપવામાં આવ્યું હતું, અને ચુગતેખાનની ભલામણથી શરફુદ્દીન હુસેન મીરઝાના જુલ્મોથી રાજાનો છૂટકારો થયો હતો.

આ ઉપરથી અનુમાન કરવામાં આવે છે, કે આ બે સરદારોની મારફતે બાદશાહે રાજાની મોટી કુંવરીના લગ્નનું કહેણુ મોકલ્યું હશે. દરબારે અકબરીમાં લખ્યું છે કે " બાદશાહે ધાર્યું કે આ લોકો સાથે સગપણ થઈ જાય તો ઘણું સારૂં થાય. વળી આ કામ બનવા જેવું છે, જેથી સારો વખત જોઈ વાત ઉપાડી જેમાં સફળ થયો." આ ઉપરથી માલુમ પડે છે કે બાદશાહની અતિ મહેરબાની અને ભેટથી ખુશ થતાં તથા રાજાની પોતાની મરજી પણ હતી કે શહેનશાહતથી એવો સંબંધ થાય, કે કછવાહા અને શાહી ખાનદાનમાં કાંઇ જુદાઇ ન રહે, જેથી કરી સાંગાનેરના મુકામ ઉપર જ શહેનશાહની સેવામાં દરખાસ્ત કરવામાં આવી કે પોતાની કુંવરીનું લગ્ન કરવા રાજા રાજી છે. બાદશાહે તે મંજુર કર્યું અને લગ્ન મંડપની તૈયારીઓ માટે રાજાને વિદાય કીધો.×

---

× જુવો ઇકબાલનામા અકબરી પૃ. ૧૪૯

હવે હિંદુ મુસ્લીમ લગ્નની વાતો ચાલવા લાગી, બંને રાજ ખીજ હોવાથી કાંઇ વાંધો નથી તથા શહેનશાહત સાથે સંબંધ જોડવો સારી વાત છે, એમ સમજી હી૦ સ૦ ૯૬૯માં મોટી ધામધુમ સાથે લગ્ન થયું. રાજા બિહારીમલ રજપૂત રાજાઓમાં પહેલાજ રાજા છે, કે જેમણે શહેનશાહતની તાબેદારી કબુલ કરી, દરબારમાં માનવંતી ભરોસાદાર જગ્યા મેળવી, પોતાની સર્વ ગુણ સંપન્ન દીકરીને શહેનશાહી મહેલમાં બેગમ બનાવી છે. આ રાજકુમારીનું ખરૂં નામ માલુમ નથી. "દરબારે અકબરી"માં લખ્યું છે કે [હી૦ ૯૬૯માં] રાજા ભારમલની દીકરી તે રાજા માનસીંગની ફોઈ, અકબરની બેગમોમાં દાખલ થઇ. "ઇકબાલનામા અકબરી"માં લખ્યું છે કે રાજા બિહારી મલે પોતાની દિકરીનુ લગ્ન શહેનશાહ સાથે કર્યું. રાણીનાં માબાપે તેનું જે નામ રાખ્યું હશે તે. તથા શાહી બેગમોમાં દાખલ થયા બાદ આપવામાં આવેલું નામ કોઇએ લખ્યું નથી.

શહેનશાહ અકબરનું ક્ષત્રાણિ સાથે આ પહેલું લગ્ન હોવાથી રાણી સાથે બાદશાહ ઘણો વિનોદ કરતો, તથા રજપૂતાના ટેકીલા સ્વભાવની કદર કરવા રાણી સાથે બાદશાહ હાસ્ય વિનોદ કરતો રાણી બુધ્ધિશાળી હતી. તેણે પોતાના સ્વરૂપ વડે બાદશાહનું દિલ જીતી લીધું એટલુંજ નહિં, પણ બાદશાહ સાથે અગાધ પ્રેમથી વર્તતી હતી.

લગ્ન થયા બાદ રાણી "શાહ બેગમ"ના નામથી પ્રખ્યાત થઇ. તા૦ ૧૭ રબીઉલ અવ્વલ (હી૦ ૯૭૭) માં બેગમે પુત્રનો જન્મ આપ્યો, સલીમ નામ રાખવામાં આવ્યું, જે જહાંગીર નામ ધારણ કરી હિંદુસ્તાનનો બાદશાહ થયો. શાહજાદાના જન્મની મુબારકબાદીમાં ઠેકાણે ઠેકાણેથી ઉર્દુ શાએરો કસીદા બનાવી લાવતા

હતા. કસીદામાં રાણીનો ખીતાબ "મરયમ ઝમાની" આપવામાં આવ્યો હતો. મહાન અકબર શાયરોને ઇનામ આપી રાજી કરતો, તથા પોતાની માનવંતી રજપૂત રાણીને ખુશ કરવા કસીદા સંભળાવતો. જે ઓરડીમાં મરીયમ ઝમાનીના પેટે શાહઝાદો જન્મ્યો હતો તે ઓરડી હજુ સુધી ફતેહપુર સીક્રીમાં મૌજુદ છે. દિવાલો ઉપરનું કોતર કામ ભુંસાઇ ગયું છે. આજે તે મકાન શેખ સલીમ ચીસ્તી (૨૦ અ૦)ના સજ્જાદાનશીનના કબજામાં છે.

એક વખતે ગરમીના મોસમમાં બાદશાહ રાણીના મહેલમાં રાત્રે આરામ કરતો હતો. બાદશાહ અને રાણી બંને અગાશીમાં બેસી પવનથી પ્રફુલ્લ થતાં હતાં, અચાનક બાદશાહે ચંદ્ર સામે જોઈ કહ્યું કે "રાણી! ચંદ્રની અંદર કાળો ડાઘ શેનો હશે?" રાણીએ જવાબ આપ્યો કે "શાહી મહેલમાં ઉગેલા ચંદ્રને ચાંદરણી સાથે સજોડે જોઇ આકાશમાંનો ચંદ્ર શરમાઇ ગયો, જેથી તેના મુખ ઉપર અફસોસની કાળી ઘટા છવાઇ ગઇ છે." બાદશાહ ખુશ થયો.

એક દિવસ શિકાર કરી આવી બાદશાહ, જયપુરી રાણીના મહેલમાં ગયો. રાત્રિ પડતાં બાદશાહ પલંગ ઉપર આરામ કરતો હતો. શિકારેથી આવેલા બાદશાહની કમરમાં કટાર જોઈ રાણીએ કહ્યું, કે "ઝનાનખાનામાં રાત્રિના સમયે કયા શત્રુનું હૃદય ચીરવા કટારની જરૂર પડી છે? આ દાસી રજપૂતાણી છે, કટારોથી ડરે તેમ નથી, પણ જ્યાં પ્રેમની કટારથી દિલ ઘાયલ થયું હોય ત્યાં લોખંડની કટાર બીન ઉપયોગી છે." બાદશાહ રાણીની ચતુરાઈ તથા પ્રેમ જોઇ અતિપ્રસન્ન થયો.

મહાન અકબર (હી૦ ૧૦૧૪માં) ગુજરી ગયો ત્યારથી મરી

યમ ઝમાનીના સુખ વૈભવનો અંત આવ્યો, પણ શાહઝાદો એવો નેક નીકળ્યો, કે તેણે માના હુકમનું કદિ અપમાન કર્યું નથી. જહાંગીરના રાજ્યાભિષેકના બીજે વર્ષે શાહી બેગમો શાહઝાદા ખુર્રમ સાથે લાહોર આવી, ત્યારે બાદશાહ પોતાની માતુશ્રી મરીયમ ઝમાનીને માન આપવા સામે લેવા ગયો. વળી બીજે વર્ષે શિકાર ખેલવા ગયો તો હવા ફેર કરવા માટે મરીયમ ઝમાનીને પણ સાથે લઇ ગયો. વળી દિલ અફરોઝ બાગ કે જે રાવી નદિને કિનારે આવેલો છે, ત્યાં માતુશ્રીને સલામ કરવા હાજર થયો. ઈ૦ સ૦ ૧૬૧૭માં કાઠિયાવાડની સફરમાં બીજી બેગમોની સાથે પોતાની માતુશ્રીને પણ લઇ ગયો. વળી એક વખત જન્નતુલ્હુન્યા (કાસ્મીર)માં પણ મરીયમ ઝમાનીને લઇ ગયો હતો.

મરીયમ ઝમાની પણ પોતાના દિકરા અને પોતરાઓ માટે જીવ કુરબાની કરતી હતી.

હિ. ૧૦૧૫માં જહાંગીરને સોનાથી તોલ્યો, તો એક મણ બાર શેર વજન થયું. પછી જુદી જુદી જાતની સુગંધીદાર વસ્તુઓથી બાર વખત તોલ્યો હતો. આ બધી વસ્તુઓ ગરીબ મુસાફરોને વહેંચી આપવામાં આવી હતી. જે ખર્ચ થયો તે મરીયમ ઝમાનીએ પોતાના ખાનગી ખજાનામાંથી આપ્યો હતો.

જહાંગીરના રાજ્યાભિષેક પછી ત્રીજે વર્ષે અમુક પોલીટીકલ કારણોથી જહાંગીરનું લગ્ન રાજા જગતસીંહ બીન રાજા માનસિંહ કછવાહાને ઘેર થયું. લગ્ન મંડપની રચના તથા લગ્ન ક્રિયા મરીયમ ઝમાનીના મહેલમાં કરવામાં આવી, તથા તમામ ખરચ બેગમે પોતે ચુકવી આપ્યો. જહાંગીરના સૌથી નાના છોકરા શહેરયારની

શાદી શેર અફ્ગાનથી નુરજહાંને પેટે પેદા થએલી લાડલી બેગમ સાથે થઇ તો મહેંદી બાંધવાની ક્રિયા મરીયમ ઝમાનીએ પોતાના મહેલમાં અદા કરાવી હતી.

હી. ૧૦૩૩માં રજબ માસની તા. ૧૯મીએ પોતાના નામવર ધણી શહેનશાહ જલાલુદ્દીન અકબરના મોત પછી અઢાર વરસે તે સદ્ગુણી, શરમાળ અને સદાચારી બેગમ કે જે પોતાના મર્હુમ ખાવીંદ શહેનશાહ જેટલું રાજકીય બાબતોમાં મગજ ધરાવતી હતી, તેણે રાજકીય નજરે પોતાના શાહઝાદા સલીમ તથા બીજા શાહ-ઝાઓનાં લગ્નો રજપુત ખાનદાનોમાં કરાવી આગ્રામાં દફન થઈ છે.

મરીયમ ઝમાનીનો મકબરો સિકંદર લોદીની બારાદરીમાં સિકંદરામાં આવ્યો છે. આ ઇમારતની નીચલી મંજીલમાં ચાલીસ ઓરડા છે. બેગમે આગ્રાની વાવ, ધર્મશાળા, બાગ તથા લાહોરમાં એક મસ્જીદ તૈયાર કરાવી, જે આજે પણ બેગમ શાહી મસ્જીદના નામે મશહુર છે. આ મસ્જીદનું કામ હી. ૧૦૩૩માં પુરૂં થયું. મસ્જીદમાં સહેનના મધ્ય ભાગમાં એક મોટો હોઝ છે. તમામ ઇમારત પત્થરની છે, લાકડાનું તો નામ નથી.મસ્જીદની ઉત્તર બાજુના દરવાજે લખ્યું છે કેઃ-

મિન્નત એઝદરા કે આખીર ગશ્ત કાર અઝ ઇબ્તદે
હમ બતવફીકે ખુદાઓ હુકમ સાહબ મસ્નદે
હઝરતે મરીયમ ઝમાની બાનીયે હાઝલ મકાં
કઝ ઇનાયાતે ઈલાહી સાખ્તા જાયે હુદા
અઝ પયે તારીખ ખત્મ ઇં બીનાયે ચું બિહિશત
ફીક્ર મી કરદમ કે આણીર યાફ્તમ ખુશ મસ્જીદે.

**ભાવાર્થ**:–ખુદાની મદદ અને ગાદીનશીનના હુકમથી શરૂઆતથી કામ પુરૂં થયું, એ ખુદાનો એહસાન છે. આ મકાન બંધાવનાર હઝરત મરીયમ ઝમાની છે. અલ્લાહની મહેરબાનીથી આ હિદાયતની જગ્યા બંધાઇ છે. જન્નત જેવા આ મકાન પુર્ણ થયાની તારીખ માટે વિચાર કર્યો, તો છેવટે માલુમ પડયું કે "ખુશ મસ્જીદ" શબ્દની ગણતરી કરતાં, જે સાલમાં મસ્જીદ પુંર્ણ થઇ, તે સાલ (૧૦૩૩) માલુમ પડે છે.

તેના પુર્વ બાજુનો દરવાજે જે બરાબર બજારની વચમાં છે ત્યાં નીચે પ્રમાણે લખ્યું છે.

**શાહે આલમગીર નુરૂદીન મોહમ્મદ બાદશાહ**
**બાદ યારબ દર જહાં રોશન ચું નુરે મેહરોમાહ**

**ભાવાર્થ**:–હે અલ્લાહ! દુન્યા જીતનાર નુરૂદ્દીન મોહમ્મદ બાદ-શાહનું નામ દુન્યામાં સુર્ય ચંદ્ર સમાન પ્રકાશિત રાખ.

મહારાજા રણજીતસિંહના વખતમાં આ મસ્જીદનો ઉપયોગ દારૂખાનું સંચરવામાં થતો હતો, પણ જ્યારથી અંગ્રેજ સરકારની હકુમત નીચે પંજાબ આવ્યું, ત્યારથી (ઇ. સ. ૧૮૫૦થી) એમ. ડી. શ્રીકર લાહોરના ડેપ્યુટિ કમીશનર સાહેબે આ મસ્જીદ મુસલમાનોને ઇબાદત માટે ખુલ્લી કરી આપી.



# જયપુરી રાણી માનબાઈ.

જહાંગીર પોતાના જીવન ચરિત્રમાં લખે છે કે હું ૧૭ મી રબીઉલ અવ્વલ હી૦ ૯૭૭માં પેદા થયો. હી૦ ૯૯૩માં મારી ઉમ્મર પંદર વરસની હતી ત્યારે રાજા ભગવાનદાસ કે જે અકબરી દરબારના મોટા અમીર હતા, અને હિંદુસ્તાનના પ્રખ્યાત રાજાઓમાં જેમની ગણના થતી હતી તેમની કુંવરી સાથે મારૂં લગ્ન થયું. આ મારૂં પહેલું લગ્ન હતું, અને હિંદુસ્તાનના એક મોટા અમીર તથા રજપૂત રાજા સાથે સગપણ થવાથી મારી શાદીમાં મારા વાલીદ—મહાન પિતા જાતે રાજાને ઘેર પધાર્યા. આ રાણીનું નામ માન-બાઇ હતું, જે ઐતિહાસિક પુસ્તકોમાં જયપુરી રાણીના નામે પ્રખ્યાત છે. હી૦ ૯૯૪માં આ રાણીના પેટે મારે ત્યાં એક શાહ-ઝાદી પેદા થઈ, જેનું નામ તેના દાદાએ સુલ્તાનુન્નીસા રાખ્યું. હી૦ ૯૯૭માં એક શાહઝાદો પેદા થયો જેથી શાહી મહેલમાં ઘણી ખુશાલી ઉજવવામાં આવી. મારા બાપે તેનું નામ સુલ્તાન ખુસરૂ રાખ્યું. રાજા માનસીંહ કે જેણે અકબરના સમયમાં ઘણી ખ્યાતિ મેળવી છે, તે ખુસરૂનો મામો થતો હતો.

અકબર ખુસરૂ સાથે ઘણો પ્રેમ રાખતો હતો, જેથી ભગવાનદાસ અને તેના દીકરા માનસીંહ તથા માધવસિંહની સમજાવટ તથા કેટલાક આપ મતલબીઆની શીખમણીથી પોતાના બાપને બદલે પોતાને (ખુસરૂને) રાજ્ય મળશે, એવો તેને ભરોસો પડી ગયો હતો. રાજા

ભગવાનદાસ તથા માનસિંહ શાહજાદા સલીમ (જહાંગીર)ની બુરા-ઈઓ અકબરને જાહેર કરતા હતા. આ કારણથી અકબર અને જહાંગીર તથા જહાંગીર અને ખુસરૂ વચ્ચે બગાડ થઈ ગયો હતો. બલ્કે જહાંગીરે પોતાના બાપ સામે ખુલ્લી રીતે બળવો કર્યો હતો.

અકબરના મરણ પછી રાજગાદી તો જહાંગીરને જ મળી પણ તેનો નવજુવાન બીન અનુભવી અને કમસમજ શાહજાદો ખુસરૂ તેનાથી વિરૂદ્ધ ગયો. આ તમામ ખટપટ અને પાખંડોમાં ખુસરૂની માનું દખલ ન હતું. અલબત ખુસરૂના નાના, મામા અને બીજા કેટલાક રજપૂતો ખુસરૂના બીન અનુભવને લઈ, તેને બાદશાહ બનાવી પોતાની બાજી સુધારવા ઈચ્છતા હતા. ખુસરૂની માનું નામ અફસોસ છે, કે જહાંગીરે પોતાની તુઝકમાં પણ નથી લખ્યું. તે હમેશાં પોતાના દિકરાને આગળ પાછળની વાતો કહી સમજાવતી હતી, પણ રજપૂતોની લાલચ માની કદી શિખામણને મનમાં ઉતારવા દેતી ન હતી.

જહાંગીર લખે છે કે "ખુસરૂની મા ઘણી અક્કલમંદ, વફાદાર અને ચોકખા દિલની ઓરત હતી. તે મારા એક બાલ ઉપર પોતાના હજારો છોકરા અને ભાઈને કુરબાન કરી દે એવી હતી.

તેણે માના હેતથી લાચાર થઈ દિકરાને ઘણીએ વાર સમજાવ્યો, પરંતુ તેને કાંઈ અસર ન થઈ. એક તો તેના મગજમાં વંશપરંપરાની ગાંડપણની અસર હતી; તેમાં વળી દિકરાની આવી ફિકરોથી તે હમેશાં ઉદાસ રહેતી હતી. લાંબી મુદત ઈલાજ કરાવવાથી જરા હાલત સુધરવા આવી હતી.

પણ દિકરાનું ચલણ સુધારવાને જ્યારે તે નિષ્ફળ નીવડી. તથા દિકરાએ ભારે બળવો કર્યો, કે જેનાં પરિણામ ઘણાં બુરાં આવશે તેવું જણાયું તથા પોતાના ધણી સાથેની પોતાની મહોબ્બતનો ખ્યાલ કરી જોયું, તો તેને આવી નિરસ જીંદગી કરતાં મરણ પ્યારૂં લાગ્યું. જહાંગીર લખે છે, કે "હું જીલહજ હી૦ ૧૦૧૩ ના આખર દિવસોમાં શિકારે ગયો હતો, ત્યારે મારી ગેરહાજરીમાં માહે ૨૬ મી જીલહજે ગાંડપણની હાલતમાં હદ કરતાં વધુ અફીણ [illegible] ગઈ. આ રીતે આપઘાત કરી મરણ પામી.

રાણી ફક્ત દિકરાના બળવાને લીધેજ ઉદાસ રહેતી હતી, એટલુંજ નહિ પણ તેના ભાઈ માનસીંહ અને માધવસીંહ કે જે હમેશાં ખુસરૂને બુરી શિખામણો આપ્યા કરતા હતા તેથી તે બેચેન રહ્યા કરતી હતી. જહાંગીર લખે છે, "કે તે તેની જીંદગીમાં એવું જોયા માંગતીજ ન હતી કે તેના ભાઈઓ કે દિકરો મારી સાથે ખરાબ વર્તણુક ચલાવે. એ તો પોતાના જીવ ઉપર જઈ દુઃખમાંથી છુટી ગઈ, પણ મારૂં જીવન નિરસ કરતી ગઈ. ખાવું પીવું ગમતું નથી તેમજ કોઈ વાત ગમતી નથી. છેવટે જ્યારે મારા પિતાશ્રીને આ વાતની ખબર પડી તો દિલાસા રૂપ વાત્સલ્ય પ્રેમ (પિતા પુત્ર વચ્ચેના પ્રેમ)નો એક પત્ર "ફિદવી ખાસ" (જહાંગીરના નામ) ઉપર મોકલ્યો. વળી પોતાને માથેથી શાહી તાજ ઉતારી મારી પાસે મોકલ્યો. આ મહેરબાનીથી મારા બળાપાની આગ ઉપર પાણી છંટાયું અને મારી ચિંતા દુર થઈ."

જહાંગીરને આ એકજ સ્ત્રી [illegible] મરણ (હી. ૧૦૧૬) સુધીમાં તેને નીચે પ્રમાણે રાણીઓ થઇ. સુકા

હતી. હી. ૯૯૪માં તેનું લગ્ન રાજા ઉદેસિંગની કુંવરી સાથે થયું હતું. વહુને લેવા માટે અકબર જાતે વેવાઇને ત્યાં ગયો હતો. હી. ૯૯૭માં તેનું ત્રીજું લગ્ન ઝૅનખાન કોકાના કાકા ખ્વાજા હસનની શાહઝાદી સાથે થયું હતું. અકબરના અમીર સઇદખાનની શાહઝાદી સાથે પણ એક લગ્નં થયું હતું. તેનું ચોથું લગ્ન બીકાનેરના રાજા રાયસીંહ બીન કલ્યાણમલની કુંવરી સાથે થયું હતું. હી૦ ૯૯૮માં તેણે પાંચમું લગ્ન રાજા કેશવદાસ રાઠોડની કુંવરી સાથે કર્યું હતું. વળી તેનું છઠ્ઠું લગ્ન હી૦ ૯૯૯માં જગત ગોસાયન ઉર્ફે જોધબાઇ સાથે થયું જે મોટા રાજા (રાજા ઉદયસિંહ) બીન રાજા માલદેવ જોધપુરવાળાની કુંવરી થતી હતી.

અકબર જયારે હી. ૧૦૦૦માં કાશમીર ગયા ત્યારે સલીમને પણ સાથે લઇ ગયો હતો. અકબરે પોલીટીકલ નજરથી એટલે કે કાશમીરના ઉમરાવો તથા હાકીમોને તથા જાગીરદારોને તાબેદાર કરવા માટે મુબારકખાન હુસયન ચકની એક શાહઝાદી સાથે સલીમનો નિકાહ કરાવી દીધો. આ સાતમું લગન હતું. આઠમું લગ્ન શાહી બેગમ (ઇબ્રાહીમ હુસયન)*ની શાહઝાદીથી થયું. એજ સાલમાં

*ઇબ્રાહીમ હુસયન મીરજા તૈમુરની સાતમી પેઢીએ તૈમુરી શાહઝાદો હતો, તેના બાપ મોહમ્મદ સુલતાનને તેના નાના તે અફઘાનીસ્તાનના અમીર સુલતાન અલી મીરઝાએ ઉછેર્યો હતો. અલી મીરજાની પાછળ અફઘાનીસ્તાનમાં ફિસાદ પેદા થયા ત્યારે તે બાબર પાસે હિંદુસ્તાનમાં ચાલ્યો આવ્યો, જ્યાં તે સુખી થયો. હુમાયુ પણ હમેશા મહેરબાની રાખતા હતા. અકબરના વખતમાં તે ઘણો ઘરડો થઇ ગયો હતો જેથી તેણે લશકરી સેવાની માફી આપી. સંબલમાં એક જાગીર આપી. તેના ચાર દિકરાઓમાં સૌથી મોટો ઇબ્રાહીમ હુસયન મીરજા હતો, અને તે બધાઓને સંબલમાં જુદી જુદી જાગીરો આપી હતી, પણ આ તૈમુરી મીરજાઓએ અકબરના સાવકા ભાઇ મીરજા હકીમ સાથે મળી તેને બહુ દુઃખ આપ્યું.

તીબેટના રાજા અલીરાયની દિક[illegible] સાથે નવમું લ[illegible]ન થયું. આ લગ્ન પણ પોલીટીકલ કારણોથી કરવામાં આ[illegible]વ્યુ હતું.

આટલી બેગમો અને રાણીઓ હે[illegible]વા છતા જહાંગીર આ આપઘાત કરી મરનાર રાણી માટે અ[illegible]ફસોસ કરતો, તેનુ કારણ માત્ર એ હતું, કે રાણી બુદ્ધિરૂપી ઘરેણાથી શણગારેલી હતી, તથા સર્વોત્તમ ખુબીઓના સમુહ રૂપ હતી, તે [illegible]ણીની મહોબ્બત ઉપર ભાઇઓ અને બેટાની મહોબ્બતનો ભોગ આપતી હતી, તેણે પોતાના સદવર્તન, લાયકાત અને સારી વ્યવ[illegible]થા વડે જહાંગીરને હમેશાં ખુશ રાખ્યો છે.

---

# રાણી જોધબાઈ.

રાજકીય-પોલીટીકલ ચતુરાઈ તથા રાજ્ય વહિવટનું દુર અંદેશી-પણું એ તો અકબરના ઘરની લોંડીઓ હતી. જયપુરના રાજા ભગ-વાનદાસ, બીકાનેરના રાજા કલ્યાણમલ અને જેસલમેર વગેરે રાજા-ઓની દિકરીઓ લઈ તેમને પોતાના અંગ રક્ષકો બનાવી રાખ્યા હતા. વળી તેમને દરબારમાં મોટા મોટા ઓધ્ધા પણ આપ્યા હતા, જોધપુરનો રાજા આ બધા રાજાઓમાં આગેવાન અને આબરૂદાર ગણાતો હતો, તેથી તે રાજ્ય સાથે પણ સંબંધ જોડવાને અકબર આતુર હતો.

રાજા ભગવાનદાસ* અને રાજા કલ્યાણમલ જે અકબરના વેવાઇ હતા, તે રાજા ઉદેસિંહથી સલાહ કરવા અને શાહઝાદા સલીમ

---

* રાજા બિહારીમલ કછવાહા (જયપુર)નો મોટો છોકરો, સલીમનો સસરો અને ખુસરૂનો નાનો થાય. રાજા ભગવાનદાસ હી૦ ૯૯૬માં લાહોરમા મરણ પામ્યો (તબકાતે અકબરી પા. ૩૮૨).

ના શાદીનું કહેણ સ્પષ્ટ જવાબ મુકરર થયા. આ બંને સામન્તોએ ઉદયસિંહને આગળ પાછળનો વિચાર જણાવ્યો, અને કહ્યું કે અકબરની સલ્તનત સામે મુકાબલો કરવો અથવા તેને નારાજ કરવો એ પોતાની બરબાદીના કારણરૂપ છે; વળી તમારી દિકરી સલીમ સાથે લઈ જવામાં આવે છે, જે હિંદુસ્તાન જેવા વિશાળ દેશનો ભવિષ્યમાં બાદશાહ થનાર છે.

રાવત ઉદયસિંહે કેટલીક મુદ્દત વિચાર કર્યા બાદ પોતાની દિકરીનું લગ્ન કુંવર સલીમ સાથે મંજુર રાખ્યું. ઉદેસિંહ જોધપુરના પ્રખ્યાત રાજા માલદેવનો દિકરો હતો. તેની જાહોજલાલી માટે જહાંગીર પોતાની તુઝુકમાં લખે છે કે તેની પાસે ઘણું લશ્કર હતું, તથા તે ઘણો સાહેબીવાળો હતો.

ઇતિહાસમાં ઉદેસિંહને મોટા રાજાથી ઓળખવામાં આવે છે, કારણ કે તે શરીરે જાડો પુષ્ટ હતો. તેને બે દિકરીઓ હતી. નાની દિકરીનું લગ્ન જયમલ રૂપસી કછવાહા સાથે થયું. મોટી દિકરીનું નામ જગત ગોસાયન હતું. તે જોધપુરની રાજકુંવરી હોવાથી તે રાણી જોધબાઈના નામથી મશહુર થઈ ગઈ. જોધબાઈને તેના બાપે ઘણીજ વિદ્યા શિખવવા ઉપરાંત લશ્કરી તાલીમ પણ આપી હતી. કેટલીક લડાઈઓમાં તે સામીલ થઈ, પોતાની બહાદુરીનું પાણી દેખાડતી હતી. તે ઘણી બુદ્ધિશાળી, હાજર જવાબ, અને હાસ્યવિનોદ કરનારી હતી. તેના ગુણ અને રૂપને લીધે ઘણા રાજાઓ તરફથી માગણી આવી હતી, પણ તેના કિસ્મતમાં હિંદુસ્તાનની મહાન બેગમ બનવાનું સરજ્યું હશે, જેથી મોટા મોટા બરાબર રાજાઓમાંથી કોઈનું પોતાનો ધણી બનાવવાનું તેણે પસંદ ન કર્યું.

તુર્કી, ઇરાકી, હિંદી ઘોડા શણગાર સાથેની ભેટો આપી. અબુલ ફઝલ લખે છે કેઃ—

ફીનો દુન્યારા મુબારક બાદ કીં ફરખંદા અકદ
અઝ બરાયે ઈન્તેઝામે દુન્યા વદીં બસ્તાઅંદ
અઝ નિગારસ્તાન દવલત નુરચશ્મે શાહરા
જુરલએ ચું પર્દા હાયે દીદા રંગીન બસ્તાઅંદ.

લાહોરની રોનક તથા આબાદી કરવા અકબરની સવારી જ્યારે લાહોરમાં આવી હતી, તે અરસામાં શાહઝાદો સલીમ પણ પોતાની રાણીઓ સાથે લાહોરમાં હતો. તા૦ ૩૦ રબીઉલ અવ્વલ હી૦ ૧૦૦૦માં જોધબાઇને પેટે શાહઝાદો ખુર્રમ પેદા થયો. જે શાહજહાંના લકબથી હિંદુસ્તાનનો બાદશાહ થયો. શાહઝાદાના જન્મને ત્રીજે દિવસે અકબરે જહાંગીરના મહેલમાં આવી શાહઝાદાનું નામ ખુર્રમ પાડયું અને તેને પોતાનો "પીસરે ખ્વાન્દા" કહ્યો. આ સંબંધથી શાહજહાં જહાંગીરને હમેશાં "શાહભાઈ" કહ્યા કરતો હતો.

હી૦ ૧૦૧૪માં જ્યારે અકબર ભયંકર બિમારીમાં હતો, ત્યારે રાજા માનસિંહ અને મીરઝા અઝીઝ કોકાએ જહાંગીરનો હક ડુબાવી ખુસરૂને હિંદુસ્તાનનું રાજ્ય અપાવવા કોશીશ કરવા માંડી હતી, ત્યારે રાણી જોધબાઇએ ઘણી બુદ્ધિ વાપરી રાજા માનસિંહ અને મીરજા અઝીઝ કોકાનું જોર તોડયું હતું.

મુખ્ય કિલ્લો દુશ્મનોથી ઘેરાઈ ગયો, તે અરસામાં પોતાના જીવની દરકાર ન રાખતાં શાહઝાદા ખુર્રમને બોલાવવાનું બહાનું

કાઢી અનેક વખત આ રજપૂતાણી કિલ્લામાં દુશ્મનો પાસે ગઈ હતી. શાહઝાદા ખુર્રમને ઉલટે રસ્તે ચઢાવી બાપ બેટાને અદાવત કરાવ્યાનું આગળ આવી ગયું છે, જેથી રાણી જોધબાઈ શાહઝાદા ખુર્રમને અનેક વખત સમજાવી ચૂકી હતી, કે રજપૂતો તમારામાં કુસંપ પેદા કરાવે છે, જેથી રાજા માનસિંહનું જોર તોડી નાખવું સારૂં છે. રાણીને જ્યારે માલમ પડ્યું, કે મામલો બીલકુલ બગડી ગયો છે, તો તેણે પોતાના શીરતાજ સલીમને લાચાર કર્યો, કે તમારા વાલીદ બુઝર્ગવાર પાસે જાઓ. ભૂલની માફી માગો, અને ગમે તે રીતે તેમને રાજી કરી તમારો હક સંપાદન કરો. શાહઝાદો સલીમ ચતુર રાણીની શિખામણ કબુલ કરી કિલ્લામાં ગયો. બાદશાહને પગે નમી પડયો. બાદશાહે બેટાને બેઠો કર્યો. અને પોતાનો તાજ તથા તલવાર અર્પણ કરી ઢંઢેરો પીટાવ્યો, કે મારી પાછળ મારી ગાદીનો વારસ શાહઝાદો સલીમ છે.

રાજ્યાભિષેક પછી રાણી જોધબાઇની બલીહારી દિવસે દિવસે વધતી ગઇ. શાહઝાદા ખુર્રમના ઓહ્દામાં વધારો થયો, તે પણ જોધ બાઇનાજ પ્રતાપે છે. ખુસરૂએ કરેલો બળવો સમાવ્યા પછી બાદશાહ જ્યારે તમામ બેગમોને લઇ લાહોર આવ્યો, તો રાણી જોધબાઇ પણ સાથે હતી, લાહોરમાં ટુંક મુદત રહી સઘળી રાણીઓ સાથે બાદશાહ કાબુલ× તરફ ગયો. હી૦ ૧૦૧૮માં શાહઝાદા ખુર્રમની શાદી થઇ, તો શાદીનો બંદોબસ્ત તથા ખર્ચ આપવાનું રાણી જોધ બાઇએ પોતે માથે લીધું.*

× તુઝકે જહાંગીરી પૃષ્ટ ૪૩ * તુઝકે જહાંગીરી પૃ. ૮૯

તેને ઘણું આશ્વાસન આપ્યું, તથા મહારાણીની પાછળ અસંખ્ય ખેરાત કીધી.

બેગમની વફાત પછી તેનો લકબ "બીલ્કીસ મકાની" પાડવામાં આવ્યો. મુલ્લા મોહમ્મદ સાલેહ ફરમાવે છે, કે તૈમુરીઓમાં રિવાજ હતો, કે રાણીઓનું અસલ નામ લોકોની જીભે ચઢી ન જાય, તે માટે બેગમો માટે ખાસ લકબ રાખવામાં આવતા હતા. અકબરની માનો લકબ "મરીયમ મકાની" હતો, અને જહાંગીરની માનો લકબ "મરીયમ ઝમાની" અને શાહજહાંની માનો લકબ "બીલ્કીસ મકાની" હતો.

બેગમનો મકબરો આગ્રા શહેરની પાસે એક ગામમાં આવેલો છે. તેની એક તરફ મોજપુરા અને બીજી તરફ ફતેહપુર સીક્રી છે. તેની પાસે ચાંદમારી મેદાન આવેલુ છે. આ ઈમારત પ્રથમ ૭૮ ચોરસ ફુટ હતી પણ ઈ૦ સ૦ ૧૮૩૮માં બ્રીટીશ ગવર્નમેન્ટને લશ્કરી છાવણીના પડાવ માટે જમીનની જરૂર પડી, તો તેમણે હર-ખાજ, દિવાલો, મીનારા તોડી નાખ્યા. મી૦ બ્લર કહે છે કે મકબરો ઘણો મજબુત હતો, તે એવો તો મજબુત હતો કે કોઈ તાકત તેને હચમચાવી શકતી નહતી. જેથી ઘણી મહેનત કરવા છતાં પણ તોડવાનું કામ બંધ રાખવું પડ્યું. હાલમાં આ ઈમારત બીલકુલ છિન્નભિન્ન છે, છતાં માણસ જાતનું કોઈ પણ હથિયાર તેને તોડી શકતુ નથી, તથા કાળચક્ર પણ મીટાડી શકે તેમ નથી.

કબર એક ફરશની છે, તે ઘુમટની નીચે ભોંયરામાં આવેલી છે, ત્યાં ચાર રસ્તે જવાય છે. તેમાંના ત્રણ રસ્તા હાલ બંધ કરવામાં આવ્યા છે; ફક્ત એક રસ્તે આગળથી જવાય છે.

આગ્રાના કિલ્લામાં ખાસ મહેલની દક્ષિણમાં અને અમરસીંગ દરવાજા પાસે લાલ પત્થરની એક ઇમારત ગગન સાથે વાતો કરી રહી છે. તેનું નામ જહાંગીરી મહેલ છે. બે માળની આ સુંદર ઈમારત છે. ભીંતો ઉપર ભાત ભાતનું કોતરકામ કરવામાં આવ્યું છે. સૌથી વધુ ખુબી આ ઈમારતની એ છે કે તેમાં એકે મેહરાબ નથી. છતાં પણ લાલ પત્થરની છે, અને થાંભલા પણ લાલ પત્થરના છે. પણ ઉપર સફેદ પત્થરથી મીનાકારીનું કામ કરવામાં આવ્યું છે. ઈમારતની બાંધણી હિંદુ ઘાટની પણ નથી, અને મુસલમાની ઘાટની પણ નથી. આ ભવ્ય મહેલમાં જહાંગીરની મહારાણી જોધબાઇ રેહેતી હતી, તે બાબતની સર્વ ઇતિહાસકારો શાક્ષી આપે છે. આ મહેલમાં બેગમના ખાસ રહેઠાણની પાછળ આંખ મચોલીની એક જગા છે, જ્યાં તે બીજી બેગમો સાથે આંખ મીચામણીની રમત રમતી હતી. મહેલની અગાશીમાં ફુવારા, રોશની વગેરેની અજબ રચના કરવામાં આવી હતી. ફુવારામાં જમના નદીનું પાણી લેવામાં આવ્યું હતું.

મહારાણી જોધબાઈ હાજર જવાબ અને ઘણી વિનોદી હતી. એક વખત નુરજહાં બેગમે તેને ખસીયાણી પાડવા ખાતર બાદશાહને કહ્યું, કે બાદશાહ સલામત આપનું મોં ગંધ મારે છે. બાદશાહ રાણી તરફ ફરીને પુછે છે, કે કેમ આ સાચું કહે છે ? મહારાણીએ ઝટ જવાબ આપ્યો કે હુઝુર ! જે ઔરતે ફકત એકજ મરદનું મોં સુંઘ્યું હોય તે સુગંધ અને દુર્ગંધ શી રીતે ઓળખી શકે ? આ અનોખો જવાબ સાંભળી નુરજહાં વીલે મોંઢે બેસી રહી. જવાબ સાંભળી બાદશાહ જહાંગીર ખુશ થઈ ગયો અને ગળેથી મોતીનો હાર ઉતારી મહારાણીને આપ્યો. નુરજહાંના મનમાં મહારાણીનું આ

મહેણું કાંટા માફક ખુચ્યા કરતું હતું, જેથી ફરી મહારાણીને ખસીયાણી પાડવા ધાર્યું. નુરજહાં બાદશાહને કહેવા લાગી કે જોધબાઈ રસોઈ સારી બનાવે છે. બાદશાહે તરત હુકમ આપ્યો, કે મહારાણી! આજે તમો તમારા રિવાજ મુજબ રસોઇ બનાવો. જોધબાઇએ કહ્યું, કે બાદશાહ સલામત બહુ સારૂં, હું રસોઇ બનાવીશ. પછી મહારાણીએ રસોઇ તૈયાર કરી, પરંતુ બાદશાહને ખવાડતા પહેલાં મીઠું મરચું બરાબર છે, કે નહિ તે તપાસવા ચાખી લીધું. નુરજહાં તો આ લાગ શોધી રહી હતી. મહારાણીને ખીસયાણી પાડવા બહાનું શોધતી હતી. તે એકદમ વોંબાટ કરી બોલી ઉઠી કે આણે તો રસોઇ એઠી કરી નાખી. હિંદુઓમાં એવો રિવાજ ક્યારે છે કે ધણીને ખવડાવ્યા પહેલાં રસોઇ એઠી કરી નાખે. મહારાણીએ હિંમતપુર્વક જવાબ આપ્યો, કે જ્યારે ધણીનેજ એઠી પસંદ છે તો હું શું કરૂં? (નૂરજહાનો પહેલો ધણી શેરઅફગન હતો.) જહાંગીર આ જવાબથી ઘણો ખુશ થઇ ગયો. નુરજહાં આ વખતે પણ ખીસયાણી પડી ગઇ, અને બાદશાહને કહેવા લાગી, કે તમો જોધબાઇને કાંઇ કહેતા નથી. મને વારંવાર તે આડકતરી રીતે મહેણાં મારે છે. બાદશાહે કહ્યું કે તમારી અંદર અંદરની વાતોમાં હું શું કરૂં?

મહારાણી ચતુર, શૂરવીર, સર્વાંગે સ્વરૂપવાન હોવા ઉપરાંત તે ઘણી ઉદાર દીલની હતી. અસંખ્ય ગરીબ સ્ત્રીઓ મહારાણીની મહેરબાનીથી ગુજરો કરતી હતી. ગરીબ બાળાઓ અને નિરાધાર સ્ત્રીઓ માટે દયાના ભંડાર રૂપ મહારાણીનું દ્વાર ખુલ્લું રહેતું હતું, હિંદુ હોય કે મુસલમાન ગમે તે જાત માટે તેનો દયાળુ હાથ ખુલ્લો હતો.

# રાઠોડ રાણી.

શહેનશાહ ગાઝી આલમગીરને પાંચ શાહજાદા હતા. તેમાં ચોથો શાહજાદો મોહમ્મદ અકબર આલમગીરને ઘણો વહાલો હતો. રાજા જસવંતસીંગ પરલોકવાસી થયા ત્યાર બાદ રજપુતો મોગલ સલ્તનત માટે અયોગ્ય વિચાર ધરાવતા હતા. હી૦ ૧૦૯૦માં આવા હિત શત્રુઓને શુરાતન ભરાવી સીધે રસ્તે લાવવા શહેનશાહ આલમગીરે શાહજાદા મોહમ્મદ અકબરને અજમેરમાં મોકલ્યા. બત્રીસ વરસનો તરૂણ શાહજાદો હજુ બીન અનુભવી હતો. રજપુતોએ તેને આશાના લીલા પીળા બાગ દેખાડવા માંડ્યા. દુર્ગાદાસ નામે રાઠોડ ઘણો વાચાળ હતો, તેણે કહ્યું કે બાદશાહનો પ્રેમ આપના માટે હળાહળ ઝેર સમાન સાબીત થએલ છે, તે કારણથીજ સર્વ ભાઈઓ આપના જીવના દુશ્મન છે. બાદશાહની જીંદગીમાં જો આપ રાજ્યાભિષેક કરો, તો ચાલીસ હજાર રજપુત સવારો તથા અઢળક લક્ષ્મી આપના ચરણોમાં કુરબાન થવા તૈયાર છે. વળી શાહજાદાને નવોઢા સુંદરીઓની ડાળીઓના વખાણ પણ સંભળાવી. એક બીન અનુભવી નવજવાન તરૂણ શાહજાદા માટે આ એવો તો મજબુત ફંદો હતો, કે તે લાલચોના ફંદામાં ફસાએલ નાદાન શિકારીએ બળવો કર્યો એટલુંજ નહિ, પરંતુ પોતાના નામનો ખુત્બો તથા સિક્કો ચાલુ કર્યો.

શાહજાદા મોહમ્મદ અકબરે બળવો ઉઠાવ્યો, તે સમયમાંજ જોધપુરના મહારાણાની એક સ્વરૂપવાન મનહર આકૃતિવાળી પુત્રી

સાથે લગ્ન થયું. આ રાણીનું પુરૂં નામ યાદ નથી, પરંતુ રાઠોડ-રાણીના ઉપનામથી ઓળખાય છે. આ રાણીના પેટથી શાહઝાદા બુલંદ અખ્તર અને શાહઝાદી સફીયતુન્નીસા પેદા થયાં.+

દુર્ગાદાસ, રાઠોડ રાણીનો નજીકનો સંબંધી હતો. જેથી શાહ-ઝાદો મોહમ્મદ અકબર બળવા ઉઠાવી ભટકતો હતો, તે અરસામાં આ બંને બાળકનું પાલણ પોષણ તેણે કર્યું હતું તથા ઉત્તમ પ્રકારની કેળવણી આપી હતી.

અફસોસ! શાહઝાદા મોહમ્મદ અકબરનું અંતિમ સારૂં ન આવ્યું. આલમગીરે શાહઝાદાને પત્રદ્વારા અનેકવાર ઘણુંએ સમજાવ્યા બલ્કે એક પત્રમાં તો લખ્યું કેઃ—

**આબ શુ હર રોગન ઉફતદ નાલા ખીઝદ અઝ ચીરાગ**

**સોહબતે નાજીન્સ બાશદ સમરએ આઝારહા.**

ભાવાર્થઃ—જેમ પાણીને તેલમાં નાખતાં દીવામાં બડબડાટ થાય છે. તેમ નઠારી સહોબતથી બુરાં પરિણામ આવે છે.

પરંતુ શાહઝાદો ચાલીસ હજાર સૈનિકો કે જે પાછળથી સીત્તેર હજારની સંખ્યાએ પહોંચ્યા હતા. તે તથા અખુટ ખજાનો મેળવાની આશાએ બાપની શિખામણે જરાએ અસર કીધી નહિ. આલમગીર પોલીટીકલ દાવપેચમાં ઘણા બાહોશ હતા. તેણે છેલ્લા પત્રે શાહઝાદા ઉપર અમુક મતલબનો એવી રીતે રવાના કર્યો, કે તે આડકતરી રીતે પ્રથમ રજપુતોને પહોંચી શાહઝાદાને મળ્યો. (બાદશાહનો હેતુ પણ આવોજ હતો). પત્ર વાચતાંની સાથે રજપુતો

+ જુવો તારીખે સિયાસતે પાલણપુર ભાગ ૨ જો પૃ. ૧૩૭

ગભરાયા, અને શાહઝાદા માટે રજપુતોના દીલોમાં એવો વહેમ પેસી ગયો, કે તેનો સાથ દેવો કે તેને પોતાની સાથે રાખવો, તે પણ મુશ્કેલ જણાયું.

હવે શાહઝાદો રજપુતોથી નિરાશ થઇ શંભાજી પાસે સતારે ગયો. ત્યાંથી કાંઇ મદદ ન મળી, તો ઇરાનના સુલતાન સુલયમાન પાસે ઇસ્ફહાન ગયો. ત્યાં લાંબી મુદત મેહમાન તરીકે રહ્યો. ત્યાં દીલ ન લાગ્યું, તો શાહની રજા લઇ અફઘાનિસ્તાન ગયો, અને ત્યાંજ સલ્તનતની આશામાં જમીન ભેગો થયો. મીફતાહુત્તારીખમાં લખ્યું છે કે શાહઝાદા મોહમ્મદ અકબરની કબર ઉપરના નિરાશાજનક શબ્દો વાંચનારને કહી રહ્યા છે કેઃ—

અઝ જફાએ ચર્ખ વ અઝ બે મેહરીયે અવરંગઝેબ
બુર્દ અકબર આર્ઝુયે તખ્ત હિંદુસ્તાન બગોર.

ભાવાર્થઃ—સમયના જુલ્મ અને અવરંગઝેબની અવકૃપાએ હિંદુસ્તાનની ગાદીની આશા, અકબર કબરમાં લઇને ગયો.

હવે રજપુતોના કાવાદાવાની ભોગ થઇ પડેલ મનોહર કાંતિવાળી રજપુતાણી—બેગમ અને તેનાં નિરાધાર બાળકોની કથની સાંભળો. શાહઝાદો ચાલ્યો જતાં બહારવટાનાં દુઃખો તથા બાદશાહી ત્રાસના ભયથી બાદશાહની હજુરમાં અર્ઝ કરી કે જો ઝિલ્લે સુબ્હાની (બાદશાહ) મારા અપરાધને માફ કરી, મારી જપ્ત થએલી જાગીર મને પાછી સોંપે તો હું શાહઝાદા અકબરનાં ફરજંદો બાદશાહ તરફ મોકલી આપું.

આલમગીરે ગુજરાત અને મારવાડના સુબા શુજાઅતખાન (કે દુર્ગાદાસે આ અરજ પણ તેની માર્ફતેજ કરી હતી તેના) તરફ અરજીનો જવાબ લખી મોકલ્યો, કે રાઠોડોને મહાત કરવા રોકેલું લશ્કર પાછું ખેંચી લઈ, રાજા અજીતસીંગ અને તેના સરદાર દુર્ગાદાસને દરેક પ્રકારે ભરોંસો આપી શાહઝાદા અકબરનાં ફરજંદો દરબારમાં હાજર થાય તેમ કરો.

આ નિરાધાર બાળકો જ્યારે દરબારમાં હાજર થયાં, ત્યારે હિંદના એક મહાન શહેનશાહનાં ફરજંદોની હાલત એક નાદાન શાહઝાદાની ઘેલછાએ કઢંગી થએલી જોઇ, પુત્ર પ્રેમના આવેશમાં આવી આલમગીર બાદશાહ બંને બાળકોને છાતી સરસાં ચાંપી પ્રેમનાં આંસુ ઢાળવા લાગ્યો. ફરજંદોને ઉંચા પ્રકારની કેળવણી આપવાના બદલામાં રાજા અજીતસિંહ અને દુર્ગાદાસ રાઠોડને બાદશાહી ભેટથી નવાજવામાં આવ્યા.

---

# ઉદેપુરી રાણી.

---

ઉદેપુરના રાણાની આ કુંવરી સૌંદર્યમાં અનુપમ અને જ્ઞાન ગુણનો ભંડાર હતી. રાજાઓ તથા શાહઝાદાઓ તરફથી અનેક માગાં આવતાં હતાં. રાણો પોતે પુત્રીનો વિચાર લેતો હતો. રાજકુમારી પોતાના ચાહકોની તપાસ પોતે કરી લેતી હતી. આવી રીતે પચીસ વરસ વીતવા છતાં ધણી પસંદ કરી શકી નહિ. કરે પણ શી રીતે ?

આલમગીર જેવા હિંદના મહાન શહેનશાહની બાજુમાં બેસવાનું તથા કુફ્રના અંધકારમાંથી પસાર થઈ ઇસ્લામના તેજસ્વી શિતળ છાંયડામાં બેસવાનું તેના કિસ્મતમાં કુદ્રતે નિર્માણ કીધું હતું.

શાહી મહેલમાં ઉદેપુરી રાણીના આગમનનું મંડાણ એવી રીતે થયું, કે રાણા રાજસીંગ ઉદેપુરીએ મારી માગી જજીઆ કબુલ કરવા છતાં, મહારાજા જસવંતસીંહ (મર્હુમ)ના પુત્ર અને રાણીની મદદમાં રહી બેઅદબી કરવા માંડી, તો આ હતભાગી રાજાને સીધે રસ્તે આણવા શહેનશાહ જાતે રાજધાનીમાંથી નીકળ્યો. આલમગીરી લશ્કરે પહાડો અને ખીણોમાં દાખલ થઈ હજારો રજપુતોનાં મસ્તકો કલમ કરી જંગલ લોહીથી ભરપુર કર્યું. આ જંગલોમાં રાણો રાજસીંગ પોતાના પરિવાર અને ખજાના સાથે છુપાયો હતો. આ લડાઈમાં જે કેદીઓ પકડાઈને દરબારમાં આવ્યા, તેમાં આ સૌંદર્યની પ્રતિમા, શરીર રાજકન્યા પણ હતી.

આલમગીરના હુકમથી રાજકન્યાને શાહી મહેલમાં દાખલ કરવામાં આવી. તેની ચપળતા, બુદ્ધિ અને શાણપણની પરિક્ષા પળે પળે શાહી મહેલમાં થઈ જેમાં દરેક પ્રકારે તે પ્રવીણ જણાઈ, તો શાહી બેગમોમાં દાખલ કરી તેનું ગૌરવ વધારવામાં આવ્યું. તે ઉદેપુરના રાણાની પુત્રી હોવાથી તેનું નામ "બાઈ ઉદેપુરી" ઠેરવવામાં આવ્યું. બાઈ ઉદેપુરીએ માત્ર પોતાના લાવણ્યથીજ નહિ, પણ ખુદાદાદ (ઇશ્વર દત્ત) ચપળતા અને સ્ફુર્તીથી આલમગીરી બેગમોમાં માનવંતી જગ્યા ટુંક સમયમાંજ મેળવી લીધી.*

આલમગીરે પોતાની જીંદગીના છેલ્લા દીવસોમાં જે કાગળો લખ્યા છે, તેમાં એક કાગળ શાહઝાદા મોહમ્મદ કામબક્ષ ઉપર

* જુઓ "બુતાને હરમ" પૃ. ૪૨ બીજો પેરેગ્રાફ.

લખ્યો છે, તેમાં પોતાની આ રાણીની યાદી આવા શબ્દોમાં કરી છે કે:—

**ઉદેપુરી વાલીદાએ શુમા દર બીમારી બામન બુદ ઇરાદએ રિફાકત દારદ.** (તમારી મા ઉદેપુરી બીમારીમાં મારી સાથે હોત તો મહોબ્બત સાથે રહેવાનો ઇરાદો રાખત.)

ઉદેપુરી શબ્દ માટે અનેક તર્કવિર્તક પેદા થયા છે. કેટલાક કહે છે, કે તે ઉદેપુરી નહિં પણ જોધપુરી છે, અને કેટલાક (યુરેપીયન ઇતિહાસકારો) કહે છે, કે ઉદેપુરી એક ક્રિશ્ચિયન સ્ત્રીનું નામ છે. તે જ્યોર્જીયાની રહીશ હતી. એક વેપારી પાસેથી અતિ રૂપાળી હોવાથી દારા શકોહે ખરીદી હતી. દારાનું વલણ ક્રિશ્ચયનો તરફ વધુ હોવાનું એજ કારણ હતું. દારાને કત્લ કર્યા પછી તેની બે સ્ત્રીઓ સાથે આલમગીરે નિકાહ કરવા ચાહ્યું, તેમાં એકતો સ્વાભિમાની રજપુતાણી હતી, તે તો ઝેર ખાઈ મરી ગઇ, પણ આ ક્રિશ્ચયન લેડીએ આલમગીર સાથે નિકાહ કર્યો, મતલબ કે આવા ટુચકા અંગ્રેજ ઇતિહાસકારોના ઇતિહાસમાં છે. અને ખાસ કરી મોગલ સલ્તનત માટે તો ઘણા છે.

આ રાણીના પેટથી હી. ૧૦૭૭માં દસમી રમઝાને શાહઝાદો કામબક્ષ પેદા થયો. આ શાહઝાદો ઘણી ઉંચી કેળવણી પામેલો હતો. અરબી ફારસી ઉપરાંત તુર્કી ભાષા ઉપર પણ તેને સારો કાબુ હતો. વળી તે હાફીઝે કુર્આન હતો. જુદી જુદી ભાષામાં ઘણું સરસ લખાણ કરી જાણતો હતો. બહાદુરી તથા પુન્યદાનમાં પણ વખાણવા લાયક હતો, આલમગીરે તા. ૨૮મી ઝીલકાદ હી- ૧૧૧૭માં ફજરની નમાઝ બાદ દેહ છોડયો, ત્યાર પછી ત્રીજે વરસે તેજ મહીનામાં ચાલીસ વરસની ઉમરે શાહઝાદા કામબક્ષે પણ દેહ છોડયો.

# રાણી મનોહરપુરી.

શાહઝાદા મોહમ્મદ કામબક્ષની આ રજપુત રાણી હતી. મનોહરપુર તાલુકાની આ રાણી હતી, માટે શાહી મહેલમાં મનોહર-પુરી રાણીના નામથી મશહુર છે. હી. ૧૧૧૪માં આલમગીર જ્યારે દક્ષિણમાં સવારીઓ કરતો હતો, ત્યારે શાહઝાદો કામબક્ષ આ રાણી સાહેત શહેનશાહની સાથે હતો. દક્ષિણમાં એક કિલ્લાની ફતેહ કર્યા બાદ વર્ષા રૂતુમાં બાદશાહે પુનામાં મુકામ કર્યો હતો.

પુના શીવાજીએ વસાવેલું શહેર છે. જે હવેલીમાં અમીરૂલઉમરા શાઇસ્તખાનને કપટ કરી શિવાજીએ ઘાયલ કર્યો હતો, તેજ હવેલીમાં બાદશાહે મુકામ કર્યો હતો. રાણી મનોહરપુરીના પેટથી શાહઝાદા કામબક્ષનો મોહમ્મદ મહીઉદ્દીન નામે એક શાહઝાદો હતો. તે ઘણો દેખાવડો અને બુદ્ધિશાળી જણાતો હતો. અહીંઆ તે બિમાર થયો અને અહીંઆંજ ગુજરી ગયો. શેખ સલાહુદ્દીનના કબ્રસ્તાનમાં તેને બાદશાહે દફનાવ્યો અને પોતાના પૌત્રના નામ ઉપરથી પુનાનું નામ મહીઆબાદ રાખવામાં આવ્યું.

# શાહજાદા મોહમ્મદ મોઅઝમની રાણી.

આ રાણીનું નામ મળી શકતું નથી. પાદશાહનામા આલીમગીરીમાં હી. ૧૦૭૧માં રાજ્યભિષેકના ચોથા મહોત્સવ પ્રસંગે તે રાણી સંબંધી કેટલાક ઉદગારો લખેલા મળી આવે છે, તે લખવામાં આવે છે. રાજા રૂપસિંગની કુંવરી હતી. શાહઝાદો મોહમ્મદ મોઅઝઝમ કે જે આલમગીર પછી બહાદુરશાહ નામ ધારણ કરી હિંદુસ્તાનનો બાદશાહ થયો, તેની સાથે હી. ૧૦૭૧માં તેની શાદી થઇ હતી. આ શાદી માટે બાદશાહે ભવ્ય જલસો કર્યો હતો. રાજાએ પોતાની દીકરીને એક લાખનું ઘરેણું આપ્યું. શાહઝાદાએ જ્યારે સેહરો બાંધી સલામ અદા કરી, ત્યારે તેને એક લાખ રૂપીઆ રોકડા અને સોનેરી સાજ સાથે હાથી ઘોડા મળ્યા. વળી બે લાખ રૂપીઆનાં મોતી જડાવ ઘરેણાં મળ્યાં. આતીશબાજીએ જમીનને રોશન કીધી, તથા આસમાનને આતશબાજીના કૃતિમ તારાઓથી ઝળહળીત કીધું. બાદશાહે રાજા રૂપસીંગને માન આપ્યું. પ્રથમ તો આ સંબંધ રાજા માટે ઓછી વડાઇ ન હતી, તે ઉપરાંત વળી માન મરતબો અને ઓધ્ધો આપી ઇનઆમ અકરામ વારંવાર મળતાં રહેવાથી રાજાના સાથીઓમાં તેનું માનપાન વધી ગયું. આ રાણી આખરે મલેકએ હિંદ અને બાદશાહ બેગમ કહેવાઇ.

# બાઇ ભવતદઇ.

આ રાણી રાજા કસ્તુરની કુંવરી હતી. કેળવણી પામેલી સદ્દગુણી અને ઉદાર તથા શુરવીર રાણી હતી. ભવતદઇ એક હિંદુ ઘરમાં પેદા થઇ અને હિંદુ ખાનદાનમાં ઉછરી પરંતુ કિસ્મતે તેને તૈમુરી ખાનદાન સાથે જોડેલી હતી, જેથી જવાન થનાંની સાથેજ તે શાહી ખાનદાનમાં આવી. તેની શાદી કઇ સાલમાં થઇ તથા કેવી રીતે તૈમુરી ખાનદાનમાં આવી એટલે કે તેના બાપે તેને ભેટ તરીકે મોકલી અથવા તો કોઈ લડાઇમાં તે જીવતી કેદ પકડાઇ તે સંબંધી કાંઇ માલુમ પડયું નથી, પરંતુ આલીમગીરના સૌથી મોટા શાહઝાદા મોહમ્મદ સુલતાનના મહેલમાં બેગમ તરીકે તેનું નામ મળી આવે છે. શાહઝાદો મોહમ્મદ સુલતાન ઝયબુન્નીસા બેગમથી એક વરસ નાનો હતો. હી. ૧૦૪૯માં તે પેદા થયો હતો. તેની માનું નામ નવ્વાબ બાઇ હતું. અરબી ફારસી તુર્કીમાં ઘણો પ્રવીણ હતો. હાફીઝે કુર્આન હતો. ઓગણચાલીસ વર્ષની ઉમરે આ દુન્યાથી રવાના થયો.

બાઇ ભવતદઇ શાહઝાદા મોહમ્મદ સુલતાનના નિકાહમાં આવી, તો ટુંક સમયમાંજ બંને વચ્ચે પ્રેમબંધનની એવી વીજળીક અસર પ્રસરી કે એકની ઘડીભરની જુદાઈ બીજાને પ્રાણઘાતક નીવડતી. અફસોસ ! ઇતિહાસકારોએ આવું પ્રેમાળ અને સદ્દગુણી જોડું કે તે સમયમાં જેમના જ્ઞાનગુણની ઘરેઘર પ્રશંશા થતી હતી તેમના જીવન ઉપર વધુ પ્રકાશ ન પાડતાં નિષ્ઠુરતાથી કામ લઇ ઉપરોક્ત બંને વ્યક્તિને અન્યાય કીધો છે.

# ફર્રૂખ સીયરની જોધપુરી રાણી.

આલમગીર દક્ષિણમાં સવારીઓ કરવામાં ગુંથાએલો હોવાથી જયપુર, ઉદેપુર, જોધપુર, વગેરેના રાજા રાણા, દુર્ગાદાસના બહેકાવાથી સલ્તનતથી વિરૂદ્ધ જતા હતા તે આલમગીરના મરણ બાદ ખુલ્લા પડી ગયા. ગાયની કુર્બાનીની મનાઇ કરી દીધી. અઝાન, નંમાઝ વગેરે મુસલમાનો માટે બંધ કરી દીધાં. આલમગીરના સમયમાં બંધાવેલી મસ્જીદો જમીન દોસ્ત કરી દઇ ત્યાં મુર્તિઓ બેસાડી દીધી. આ બધી ખબરો આલમગીરના વારસ શાહઆલમ બહાદુરશાહ પહેલાને પહોંચી રહી હતી. તેણે એટલા માટે કોઇ નોટીસ ન કાઢી કે રાજ્યાભિષેકના મહોત્સવ પ્રસંગે જોધપુરવાળા રાજા અજીતસીંગ આવશે તે વખતે રૂબરૂમાં તેને કહેવામાં આવશે. પરંતુ રાજા અજીતસિંહ પોતાના સૈન્ય સમુહના ઘુમંડે કરી, શાહ આલમે ગાદી મેળવવા પોતાના ભાઇઓ સાથે કરેલી લડાઇમાં શામેલ ન થયો, તેમજ રાજ્યાભિષેકની મુબારકબાદી દેવા પણ ન આવ્યો, તો બાદશાહ પોતે હી૦ ૧૧૧૯ તા૦ ૭મી શાબાને રજપુતોને દબાવવા જાતે રવાના થયો. આ સમય મોગલ સલ્તનતની પડતીનો ગણાય છે, તો પણ જયપુર, ઉદેપુર અને જોધપુર વગેરેના રાજાઓ એકત્ર થઇને પણ બાદશાહના મુકાબલામાં ટકી શકયા નહિ. છેવટે લાચાર થઇ તેમણે પ્રાણદાન માગ્યું અને અરજી મોકલી કે અમો મસ્જીદો નવેસરથી તૈયાર કરી આપીશું, બલ્કે આબાદ કરવા તૈયાર છીએ. મુસલમાનો અઝાન દે, નમાઝ પઢે, બલ્કે જઝીયાનો કાનુન ચાલુ કરે તો અમો ખુશી છીએ,

અને તે કામમાં મદદ કરીશું, અમને તે સંબંધી કાંઈ વાંધો નથી. મોટા મોટા વસીલા રજુ કરી અજીતસીંગ, જેસીંગ અને દુર્ગાદાસ બાદશાહની હજુરમાં ગયા, પાછલા ગુનાહોની માફી માગી. બાદશાહે તલવાર અને લીબાસ ઇનામ આપી તેમના મુલક તેમને પાછા સોંપ્યા.* હી૦ ૧૧૨૩ રબીઉલ અવ્વલની શરૂઆતમાં જહાંદારશાહ પછી ફર્રૂખ સીયર પાદશાહ થયો. તે સમયમાં રજપુત, મરેઠા, શીખ વગેરે મોગલોથી વિરૂદ્ધ થઈ ગયા હતા. તેમાં વળી મોગલ બાદશાહોની અંદર અંદરની લડાઇથી તેમને તાકત મળી ગઈ હતી. બહાદુરશાહની હકીકત ઉપરથી આપણે જાણી ચૂકયા છીએ કે અજીતસીંગ અને તેના સાથીઓએ કેવી આજીજી સાથે મુસલમાનોના તમામ મઝહબી હક આપવા કબુલ કરી, પોતાનો જીવ તથા રાજ્ય બચાવ્યું હતું, છતાં તેમનાં દીલ કાળાં હતાં, જેથી બહાદુરશાહે લાહોરમાં મુકામ કર્યો. તે સમયમાં ફરી મુસલમાનોને કનડગત કરવા લાગ્યા. ફર્રૂખસીયરે ગાદીએ બેઠા પછી બીજે વરસે હી૦ ૧૧૨૪માં અમીરૂલઉમરા હુસયન અલીખાનને, અજીતસીંગને દબાવવા મોકલ્યો. મહારાજાને જ્યારે બાદશાહી લશ્કર આવવાની ખબર પડી તો ફરી પોતાની હમેશની નીર્બળતા પ્રમાણે માફીની કબુલત તથા ભારે કીંમતી ભેટ સાથે પોતાના સલાહકારોને મોકલ્યા. અમીરૂલઉમરાએ અમુક શરતે સલાહ કરી. રાજાએ પોતાની કુંવરી બાદશાહના નિકાહમાં આપી. દંડની રકમ તથા ભેટની યોગ્ય રકમ લઈ રાજાએ પોતાનો કુંવર બાદશાહની

---

* રમઝાન માસ આવી ગયો હતો જેથી બાદશાહ અજમેર અને ચિતોડ વચ્ચે ખુલ્લા મેદાનમાં તંબુ નાખી પડયો હતો.

હજુરમાં મોકલવા જણાવ્યું.× અમીરૂલઉમરા હુસયન અલીએ મહારાજાની કુંવરી લાવવા શાયસ્તખાનને જોધપુરમાં મૂકી, તેના કુંવરને લઇ પોતે દિલ્હી આવ્યો.

બાબા બંદા બેરાગી (વૈરાગી)નો બળવો, અને અંદર અંદરના ઝઘડાઓમાં બાદશાહ એવો ગુંથાયો કે ફરી રજપુતો તરફ બાદશાહ નજર કરી શકયો નહિં. જ્યારે આવા ઝઘડાઓમાંથી બાદશાહને કાંઇક ફુરસદ મળી, તો પછી હી૦ ૧૧૨૭માં ફર્રૂખસીયરે રાજા અજીતસીંગની કુંવરી સાથે શાદીની તૈયારી કરી. મહારાજાની કુંવરી દિલ્હી આવી ચૂકી હતી. તે ઘણી કાંતિમાન અને શૂરવીર હતી. અમીરૂલઉમરાએ કુંવરીને પોતાને ઘેર રાખી શાદીની તૈયારીઓ કરી. એવી ધુમધામથી વિવાહ થયો કે કોઇએ તેવો જલ્સો કર્યો ન હોય એવો અપૂર્વ ઠાઠમાઠ કરવામાં આવ્યો.

હી૦ ૧૧૨૭ જીલહજ માસની બીજી તારીખે નિકાહની મેહફીલ થઇ. અમીરૂલઉમરાને ઘેર બાદશાહ પરણુવા ગયો. રાણી પહેલેથી મુસલમાન થઇ ગઇ હતી, જેથી શરીઅત મુજબ નિકાહ પઢાવવામાં આવ્યો. ઘણા દબદબા સાથે બાદશાહ, રાણીને મહેલમાં લાવ્યો. રાણીના બાપ રાજા અજીતસીંગને મહારાજાનો ખીતાબ આપ્યો. સમયની બલીહારી જુઓ, કે જે રાજા અજીતસીંગ ગુલામના પહેરવેશમાં જીવ લઇ દિલ્હીથી નાઠો હતો, પોતાના રાજ્યમાં ચોર માફક પેઠો હતો, મુસલમાનોને નમાઝ કે અઝાન પઢવાની મનાઈ કરી

---

× શાહઝાદા અઝીમુશશાનની કશ્મીરી બેગમના પેટે ફર્રૂખસીયર હી૦ ૧૦૯૫ માં પેદા થયો હતો. તે શાહઆલમ બહાદુરશાહનો પૌત્ર થતો હતો. ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર ૨૭ વરસની હતી.

હતી, વળી મસ્જીદો તોડી શિવાલયો બનાવ્યાં હતાં. તેજ રાજા પોતાની કલેજાના કકડા રૂપ કુંવરી પોતાનું રાજય ટકાવવા અને ધન પ્રાપ્તિ માટે બાદશાહને આપે છે.

"ઝવાલે તૈમુરીયા"માં અંગ્રેજી ઇતિહાસના હવાલાથી આ શાદીનું બયાન કરવામાં આવ્યું છે, કે બાદશાહે આ શાદી કરી ત્યારે તે બિમાર હતો જેથી શાદીના રંગરાગનું સુખ ભોગવી શકયો નહતો. ભોગજોગે તે વખતમાંજ અંગ્રેજી તા૦ ૮–૮–૧૭૧૫માં ઇસ્ટ ઈંડીઆ કંપનીના તે વખતના કલકત્તાના પ્રેસિડંટે ઇંગ્લાંડ ભણીની ઘણી ભેટો બાદશાહ પાસે મોકલી. તે ભેટ લઈ આવનારમાં એક ડૉકટર ગીબ્રા-ઇલ હૅમીલ્ટન પણ હતો. બાદશાહે દેશી ડૉકટરોના ઇલાજથી નિરાશ થઈ આ અંગ્રેજ ડૉકટરનો ઇલાજ શરૂ કર્યો, જેથી થોડાજ દિવસોમાં બાદશાહને આરામ થઇ ગયો. બાદશાહે ઘણુંએ ઇનામ આપવા માંડયું પણ આ ઉદાર દિલના ડૉકટરે સ્વાર્થને બાજુપર મૂકી એવી ચીજ માગી, કે જે તેની કોમ અને તેના ધર્મની સલ્તનતને તાકત આપ-નાર અને ઉન્નતિ કરનાર સાબીત થઇ.

આ શાદીને હજુ ત્રણ વરસ થયાં હતાં કે હી૦ ૧૧૩૦માં અમીરૂલઉમરા હુસયન અલીખાન અને કુત્બુલ્મુલ્ક સૈયદ અબ્દુલ્લાહ ખાન, રાજાઓ અને અમીરો સાથે મળી બાદશાહને ઠાર કરવાની તદબીરો શોધવા લાગ્યા. રાજા અજીતસીંગ જે બાદશાહનો સસરો હતો, તે પણ આ લોકોનો મળતીઓ બની ગયો. બાદશાહ બધાની આંખો બદલાએલી જોઈ સલામતી માટે ઝનાનખાના દરવાજા બંધ કરી મહેલમાં પેસી ગયો. સૈયદ અબ્દુલાહખાનનો મશવરો લઈ રાજા અજીતસીંગ જે પહેલા નંબરનો પાપી દીલનો, અને અંદર-

ખાનેથી મુસલમાનોનો દુશ્મન હતો, તેણે પોતાનું સગપણ બતાવ્યું અને હું હુઝુરનો વાળ પણ વાંકો થવા નહિ દઉં એવા સંદેશા મોકલ્યા. ઉપર જણાવેલા બળવાખોરો રજપૂત યોદ્ધાઓ સાથે મહેલમાં ઘુસી ગયા. લોંડીઓ, બેગમો અને રાણીઓને મારી પીટી. પછી બાદશાહની ખબર પુછી, તો તે એક ખુણામાં છુપાઈ બેઠો હતો. જે વખતે નિર્દયો ફર્રુખસીયરને અતિ નિર્દયતાથી ખેંચી બહાર લાવ્યા તે વખતે તેની મા, શાહઝાદીઓ, બેગમો અને રાણી જોધપૂરી પણ હાજર હતી તે બધાં વીંટળાઇ ગયાં અને રડવા કકળવા લાગ્યાં. તેઓ બન્નેઓએ હાથ જોડયા ખુદાના વાસ્તા આપ્યા, પણ તે વખતે એવી વાતો કોણ સાંભળે છે? તેમણે ફર્રુખસીયરની આંખોમાં સોયા ઘાલી આંધળો કીધો, અને સાત વરસથી કેદમાં પડેલા શાહઝાદા રફીઉદ્દરજાતને ગાદીએ બેસાડયો *

રાજા અજીતસીંહે પહેલેજ દિવસે જજીયો બંધ કરાવ્યો તથા બળવાખોરોએ ફર્રુખસીયરના શુભેચ્છકોની જાગીરો લુંટી લીધી તથા તેમને બેઇઝ્ઝત કરવામાં આવ્યા. બેગમોમાં ફકત રાણી જોધપુરીની જાગીર તે રાજા અજીતસીંગની કુંવરી હોવાથી કાયમ રહી.

બળવાખોરોના પ્રતાપે રાજા અજીતસીંગને પુષ્કળ ધન મળ્યું. ઘણાં દિવસ તે દિલ્હીમાં રહ્યો. એક દિવસ તે ઘણા ઠાઠ માંડથી

---

* શાહઆલમ બહાદુરશાહનો પૌત્ર હતો, તેની વીસ વરસની ઉમ્મર હતી, કેદખાનામાં પડયો હતો. શાહઝાદીઓની માફક ઉછર્યો હતો. હી. ૧૧૩૧ માં ગાદીએ બેઠો. તોફાન ચાલુ હતું જેથી જેવો કેદખાનામાંથી કાઢયો તેવોજ નવાડયા કે કપડાં બદલાવ્યા સિવાય ગાદીએ બેસાડી દીધો.

બજારમાં જતો હતો તેને જોઇ લોકોએ મોટે અવાજે બંને તરફથી બૂમો મારી કે "જમાઇનું લોહી રેડી (આ વખતે બળવાખોરો અને અજીતસીંગે કેદખાનામાં ફર્રૂખસીયરને મારી નંખાવ્યો હતો) પોતાનું કાળું મોં લઇ દિલ્હીથી હવે પોતાના દેશ ચાલ્યો!" આમાંના કેટલાક આદમીઓને તો રાજાએ જીવથી મારીનાખ્યા અને કેટલાકને બળવાખોરોના હુકમથી શહેરમાં ગધેડાપર સવાર કરાવી ફેરવ્યા.



# રાણી પરથાલ.



આ એક ગરીબ હિંદુ સોનીની કન્યા હતી. બ્રાહ્મણી રાજ્યના મુદગલ પરગણાનું એક ગામડું તેનું વતન હતું. તે જે ગરીબ ખાન દાનમાં ઉછરી છે તે જોઇને કોમને ખ્યાલ આવશે કે એક સમયે પરથાલ તે સુલતાન ફીરોજશાહ બ્રાહ્મણીની વહુ બનવાનું માન મેળવશે!!

પરથાલના જીવન ચરિત્રમાં આથી વિશેષ જાણવાનું નથી કે તે અતિ સૌંદર્યથી ભરપુર સુંદરી હતી, ઇઝઝતદાર મુસ્લીમ બાનુઓની માફક તે પરદો રાખતી હતી. શાદી કરવા પ્રત્યે અણગમો દર્શાવતી હતી, પરંતુ આ વાતોજ તેના જીવન ચરિત્રની ખીલવણી રૂપે છે.

વિજય નગરનું રાજ્ય બ્રાહ્મણ રાજ્યની લગોલગ હતું. તુંગભદ્રા નદિ બંને રાજ્યોને જુદું પાડે છે, નદિના ઉત્તર કીનારે બાદશાહનો મુલક અને દક્ષિણ કીનારે રાજાનો મુલક હતો.

આ વિજયનગરનો એક બ્રાહ્મણ પંડિત ધાર્મિક વિદ્યા શીખવા માટે કાશી બનારસ ગયો હતો. ત્યાંથી નિવૃત્ત થયો તો એક રાત્રિ પરથાલને ઘેર ગાળવાનો તેને પ્રસંગ આવ્યો. હિંદુ લોકો બ્રાહ્મણ સાથે ઘણું માન જાળવે છે, તે ઉપરથી ખ્યાલ કરવાનો છે કે પરથાલના માતા પિતાએ તે બ્રાહ્મણનો કેવો આદાર સત્કાર કર્યો હશે.

શ્રદ્ધાવાલાં સોની અને સોનારણે બ્રાહ્મણને વિનંતિ કરી કે પરથાલ અમારા જીવ ઉપર આફત સમાન છે. બ્રાહ્મણે પૂછ્યું કે તમારી તે પુત્રી ક્યાં છે? સોનીએ કહ્યું કે મહારાજ શું કહું? તેની તો વાતજ જુદી છે. મુસલમાન સ્ત્રીઓની માફક પરદે રહે છે, કોઇને પોતાનું મોં દેખાડતી નથી, અમારી નાતજાતમાં તેનું વેવીશાળ કર્યું હતું પણ તેને તો પરણવાનીજ બાધા છે, જેથી તમો કાંઈ આશિષ આપો કે તે પરણવા રાજી થાય.

આથી કરી બ્રાહ્મણ પરથાલને જોવા આતુર થયો. નજીક જઇ કહેવા લાગ્યો કે "પુત્રી! મારાથી પરદો નકર, મને તારા બાપ સમાન ગણ, હું તને પુત્રી સમાન ગણું છું. મારી સામે આવ અને મારી આંખોને તારા દર્શનનો લાભ આપ." બ્રાહ્મણની આવી પાપ રહિત વાતો સાંભળી પરથાલ પરદામાંથી બહાર નીકળીને તે બ્રાહ્મણ સામે બેઠી.

આ બ્રાહ્મણ ગાયન વિદ્યામાં પ્રવીણ હતો. ગાયન રૂપી જાદુના જોરથી તેણે પરથાલને ખુશ કરી અને તેને લાગ્યું કે પરથાલ પણ ગાયનના શોખ તરફ ઝુકી છે, તો અમુક માસ ત્યાં પડાવ નાખી આ આત્મિક ખોરાકથી પરથાલને પણ માહીતગાર કીધી.

પરથાલની આકૃતિ, સદ્‌ગુણો, હાવભાવ સુરીલો કંઠ વગેરે બ્રાહ્મણના હૃદયમાં વસી ગયાં. તે પોતાને વતન ગયો, ત્યાં જે બેઠકમાં બેસતો ત્યાં પરથાલની વાત કરતો. વાટેઘાટે પરથાલના સૌંદર્યનાં ગુણગાન કરતો. ધીમે ધીમે વિજયનગરના રાજા દેવરાજયને કાને પરથાલની વાત ગઇ. તે વગર દીઠે પરથાલનો આશીક થઇ ગયો. ઘણા ઉત્સાહથી બ્રાહ્મણને દરબારમાં બોલાવ્યો, પરથાલની હકીકત પૂછી. બ્રાહ્મણે એવા શબ્દોમાં પરથાલનું વર્ણન કર્યું કે રાજાના પ્રેમનો અગ્નિ એકદમ સતેજ થયો. તેજ વખતે અસંખ્ય ધન તથા એક સોને મઢેલો ગલુબંધ બ્રાહ્મણને આપી કહ્યું કે મુદ્‌ગલ જાવ, જેટલો ખર્ચ થાય તેટલો કરો અને જેમ તેમ કરી પરથાલનાં માતા પિતાને સમજાવી પરથાલનું લગ્ન મારી સાથે કરવાને ખુશ કરો. વિવાહ જોડવાના ચિહ્ન તરીકે આ ગલુબંધ પરથાલને પહેરાવજો.

બ્રાહ્મણ ઘણા શોખથી મુદ્‌ગલ આવ્યો. પરથાલને ઘેર ગયો. સોનીને વિજયનગરના રાજાનો સંદેશો મોકલ્યો. સોની તો રાજી થઇ ગયો. એક ગરીબ સોનીને એથી કયો રૂડો દિવસ આવે કે તેની પુત્રીનું વેવીશાળ એક રાજાને ઘેર થાય!

સોની રાજી થતો થતો પરથાલ પાસે ગયો. લગ્નની વધામણી પુત્રીને સંભળાવી, પરંતુ પરથાલ આવું કહીને પિતાની સર્વ ખુશીને ભસ્મીભૂત કરી દીધી કે "તમને વિજય નગરના રણવાસની ખબર છે? તેમાં હજારો સ્ત્રીઓ ભરેલી છે, જે ત્યાં ગઈ તે મરીને નીકળી. આ રાજાની રાણીઓ લોંડીઓ કરતાંએ હલકી છે. ન તો માતા પિતાને મળી શકે છે કે ન તો બીજા સગાં વહાલાંને! હું એવી હમેશની કેદ પસંદ કરીશ નહિ. ભલે આપને મારા ઉપર હેત ન

હોય અને મારા તરફથી આપનું લોહી સફેદ થયું હોય પણ હું આપને કેવી રીતે છોડી શકીશ ?"

માતા પિતાએ બહુએ સમજાવ્યું પણ બધું વ્યર્થ. પેલો બ્રાહ્મણ પોતે તેની પાસે ગયો. બહુ બહુ સમજાવ્યું, છેવટે તેના ગળામાં રાજાનો ગળુબંધ નાખવા લાગ્યો પણ પરથાલે ચોકખું કહી દીધું કે મહારાજ ! હું આપની અદબ બાપથી વધુ રાખું છું. પણ આ વાતમા આપ આગ્રહ ન કરો. તેમાં એક ભેદ છે જે હું કહી શકતી નથી તથા તમારી સલાહથી પણ હું તે કામ કરી શકતી નથી.

ભેદની વાત સાંભળીને તો બ્રાહ્મણ હઠ ઉપર ચઢયો અને કહેવા લાગ્યો કે તે શું ભેદ છે ? મને કાનમાં કહી દે. જો લગ્ન કરવું જરૂર અનુચિત હશે તો હું પોતે તને તેવી સલાહ નહિ આપું. બ્રાહ્મણના આગ્રહને લીધે પરથાલે નીચે પ્રમાણે નવાઈ પેદા કરનાર વાત જાહેર કરી " મને એક મહાત્માએ ખુશ ખબરી આપી છે કે તું મુસલમાન થઇને રાણી બનીશ. વળી તારાજ દેશમાં સુખ વૈભવથી જીવન ગુજારીશ. હું નથી જાણતી કે આ કેવો મામલો છે ! જેથી કરી હું વિજયનગરના મહેલમાં આવી શકતી નથી". જ્યારે કોઇ વાતે કામ ન બન્યું તો બ્રાહ્મણે વિજયનગરના મંદિરોના દર્શનનો શોખ દેખાડયો, પરંતુ પરથાલે તે પણ ન સ્વીકારતાં બ્રાહ્મણને તદ્દન નિરાશ કીધો.

બ્રાહ્મણ નિરાશ થઇ રાજાની સેવામાં હાજર થયો અને સઘળી હકીકત વીનવી દીધી. સર્વમાન્ય વાત છે કે દીલ કોઈ ચીજ ઉપર ચોંટયું હોય અને તે ન મળે તો પ્રથમ કરતાં તે ચીજની વધુ ઉત્કંઠા થાય છે. આ સ્થિતિ દેવરાયની થઇ. તેની બુધ્ધિમંદ થઇ

ગઈ. રાજ્યધાનીમાં જેટલું લશ્કર હતું તે લઇ શિકાર ખેલવાને બહાને તે તુંગભદ્રા નદિ તરફ રવાના થયો. નદિ કિનારા સુધી વધતો ગયો જ્યારે પાણીએ રોકાણ કીધું ત્યારે તંબુ નાખી મુકામ કીધો. પાંચ હજાર સવારોને હુકમ આપ્યો કે નિડરપણે આગળ વધો. મુદગલા પરગણામાં જઇ પરથાલના ગામ ઉપર જઇ હુમલો કરો. તેને કબજે કરી તે મનોહરી મૃગલોચનીને મારી નજર સામે લાવી મારૂં જીવન સફળ કરો. લશ્કર વફાદાર હતું. હુકમ મળતાંજ રવાના થયું. પરંતુ મુદગલ પરગણાના લોકો ઉડતી ખબર જાણી ગયા હતા કે વિજયનગરનું લશ્કર ધસી આવે છે જેથી તે ગામ છોડી કોઇ નિર્ભય સ્થળે જઇ વસ્યા હતા.

દેવરાયનું લશ્કરે ઘણી સ્ફુરતીથી ગામ ઉપર હુમલો કરી પરથાલનું ઘર ઘેરી લીધું. પરથાલની શોધ કરવા માંડી પણ તે સુવર્ણ પંખી તો પહેલેથી ઉડી ગયું હતું! માળામાં શું હતું કે શિકારીને હાથે આવે!

વિજયનગરી લશ્કર નિરાશ થઇ રૈયતને કનડતું, બાળતું, મારતું, ફાડતું પાછું ફર્યું. આ લુંટની ખબર સુલ્તાન તર-ફના હાકીમ ફવલાદખાનને થઇ. આજુબાજુથી શાહી લશ્કર ભેગું કરી વિજયનગરી ફોજ ઉપર હુમલો કર્યો પણ તેમને ક્યાં સામે મોઢે લઢવું હતું. ફવલાદખાનના લશ્કરે પીછો ન છોડયો. તુંગભદ્રાના કિનારે પહોંચી રાજાના લશ્કરે શાહી લશ્કર સામે મોં કર્યું અને એવી હિંમતથી લડયું કે ફવલાદખાનને નસાડયો. ફવલાદખાને ફરી હુમલો કર્યો. આ વખતે શાહી લશ્કરે રાજાના લશ્કરને તલવારનાં પાણી ચખાવ્યાં, જે બચ્યા તે નદીમાં પડતું મુકી નાસી છૂટયા.

સુલતાન ફિરોઝશાહને દેવરાયની નિર્લજતા અને ઘાતકી કાર્યની ખબર પડી જેથી તે એકદમ ગુસ્સામાં આવી લડાઇનો ઢંઢેરો પીટાવી ભારે લશ્કર લઈ જાતે તુંગભદ્રા નંદિ ઓળંગી ગયો. મુકાબલો કરવાની રાજા શકિત ધરાવતો ન હતો. તેથી કિલ્લો બંધ કરી તે શહેરમાં ભરાઈ બેઠો. ફિરોજશાહ જોશભેર વધતો ગયો, અને તેણે રાજયધાની વિજયનગરને ઘેરો ઘાલી દીધો.

સુલતાન એવા પુર જોશમાં આવી ગયો હતો કે હુમલો કરી શહેરમાં દાખલ થઇ ગયો પણ તે વખતે રાજાના લશ્કરે એવી બહાદુરી બતાવી કે બાદશાહને શહેર બહાર નીકળવું પડયું. હવે રાજાની હિંમત વધી અને બહાર નીકળી લડાઇ શરૂ કરી. કોટ ઉપર રહી શાહી લશ્કર ઉપર તીર અને પત્થરનો વરસાદ વરસાવ્યો. ચારે બાજુ પત્થરનો કોટ શહેરનું રક્ષણ કરી રહ્યો હતો જેથી સુલતાન બીજી દિશાથી પણ હુમલો કરી શકતો નહતો, છેવટે સુલતાનને પાછા હઠી મેદાનમાં આવવું પડયું.

હવે રાજાની હિંમત થતી નહોતી કે ખુલ્લા મેદાનમાં આવી બાદશાહનો મુંકાબલો કરે, તેમ બાદશાહ પણ નજીકથી લડાઈ શરૂ કરવી ઉચિત ધારતો નહોતો. આવા સમયમાં બાદશાહે નજર દોડાવી અને અમીરૂલઉમરા એહમદખાન ખાનખાનને દસ હજારનું લશ્કર આપી વિજયનગરનાં દક્ષિણના પરગણાં ઉપર ફતેહ મેળવવા રવાના કીધો. અમીર ફઝલુલ્લાહને વરાડની ફોજ આપી બંકાપુરનો કિલ્લો ઘેરવા રવાના કર્યો. ખુદાને મંજુર હતું જેથી બંને સેનાપતિઓ ફતેહમંદ થયા અને ફતેહના ઝુંડા ઉડાવતા બાદશાહની ખીદમતમાં હાજર થયા. બાદશાહે

અમીરૂલઉમરા એહમદખાનને તો પાછલા મુંકાએલા માટે કાયમ રાખ્યો. ઉદેવનીનો કિલ્લો કે જે રાજયધાનીનો કિલ્લો ન હતો, પણ તેનું મહત્વ રાજયધાની કરતાં ઉતરતું ન હતું. રાજાને બાદશાહની વ્યુહ રચનાની ખબર પડી તો ઘણો ગભરાયો "ન પાયે રફ્તન ન જાયે માન્દન "x. રાજયધાની સાચવે છે તો ઉદેવની જાય છે અને તે સાચવે છે તો રાજયધાની જાય છે, તેથી સલાહ સિવાય બીજો કોઈ રસ્તો ન સુઝયો. લાચારીથી રાજાએ પોતાના સલાહકારો શાહી દરબારમાં મોકલ્યા.

બાદશાહે બીજી શરતો સાથે એક એ શરત પણ કરી કે રાજાએ પોતાની કુંવરી બાદશાહને પરણાવવાની શરત કરી. બાદશાહે તે કબુલ કરી. છેવટે સુલેહ થઇ ગઇ અને રાજ કુંવરીની શાદી ઘણી ધામધુમથી કરવામાં આવી.

આ લડાઇમાંથી નિવૃત્ત થયા બાદ તે સૌંદર્યની પ્રતિમા પરથાલ તરફ બાદશાહે ધ્યાન આપ્યું. એક સરદારને નાનું સરખું લસ્કર આપી મુદગલ મોકલ્યો. પરથાલને ઘણા માનપુર્વક તેના માતા પિતાએ હાજર કરી.

બાદશાહે પારથાલનું રૂપ, ઉમર, કદ, અને દેખાવ જોઇ કહ્યું કે આ શાહઝાદા હસનખાનને લાયક છે, મારે માટે લાયક નથી. એની શાદી હસનખાન સાથે થવી જોઇએ. તે પ્રમાણે કરવા માટે બાદશાહે પારથાલને પોતાના કાકાના મહેલે રવાના કીધી. શાદીની તારીખ ઠેરવી, ઘણી ધામધુમથી કાકાને ઘેર જાન ગઇ

---

x-જવાની જગા નથી તેમ ઠેરવાની જગા નથી.

અને ત્યાં પરથાલ સાથે નિકાહ કરવામાં આવ્યો. હવે મુંદગલના એક ગરીબ સોનીની કન્યા સુલતાન ફિરોઝશાહની માનીતી પુત્ર વધું બની છે. પરથાલ તે ખુશખબરી યાદ કરી રહી છે કે જે તેણે એક વખત બ્રાહ્મણને સંભળાવી હતી.

પરથાલના હુસ્ને હુસનખાન શાહઝાદાના દિલ ઉપર જાદુઇ અસર કરી. પરથાલ સાથે શાદી કર્યા બાદ હુસયનખાનને રાજ્યનું પણ ભાન ન રહ્યું. અમીરૂલઉમરા એહમદખાન ખાનખાના, બાદશાહ ફિરોઝ શાહનો ભાઇ થતો હતો. તેણે બળવો કર્યો. શાહઝાદા હુસયનખાનની જગ્યાએ રાજ્યનો માલીક બનવા પ્રયત્ન કીધો. બાદશાહે બેટાની મહોબ્બતના જોસમાં ભાઇની મહોબ્બતનો ખ્યાલ ન કીધો, પરંતુ સલ્તનત ખાનખાનાના તકદીરમાં હતી. લડાઇ પૂર જોશમાં હતી તેવામા કમજોરીના સબબે બાદશાહને ચકરી આવી બૂમરાણ થયું કે બાદશાહ મરાયો. હવે શું પૂછવું હતું ! લશ્કર ખાન ખાનાનને જઇ મળયું. બાદશાહની છેલ્લી ઘડી હતી કે ખાનખાનાન વિજય ઝુંડો ફરકાવતા મરણ શય્યા ઉપર સુતેલા બાદશાહને શરાણે આવી ઉભો. બાદશાહ ખાનખાનને જોઇ રડી પડયો. લાચાર છું, પુત્ર પ્રેમથી જે કાંઇ થયું તે થયું, પરંતું હસનખાનના નસીબમાં સલતનત નથી. ખુદાએ તમને ફતેહમંદ કર્યા, હું જાઉં છું, મારૂં રાજય અને મારો હસનખાન તમને સોંપું છું.

ખાનખાનાન એહમદશાહ લકબ ધારણ કરી હી. ૮૨૬ માં ગાદીએ બેઠો. હવે તેને હસનખાન સંબંધી સંપૂર્ણ વિચાર કરી ફેંસલો કરવાનો હતો. આ બાબતમાં તેણે પોતાના ઉમરાવો અને દરબારી ઓની સલાહ માગી. કોઇએ કહ્યું કે શાહઝાદાને કતલ કરો, તો કોઇએ

કહ્યું તેની આંખો કઢાવી નાખો, એહમદશાહે કુટુંબપ્રેમ જાળવી કામ લીધું. કત્લ કરવા કે આંધળો કરવાને બદલે માસિક પાંચસો રૂપીઆનો ઓહ્દો આપ્યો. વળી તુંગભદ્રાને કિનારે આવેલી જાગીર કે જેમાં ફિરોઝાબાદ છે તે જાગીર બક્ષીસ કરી અને કહ્યું કે તમો તમારા ઇલાકામાં સુખી જીંદગી ભોગવો, આજુબાજુ બે માઇલ સુધી મરજીમાં આવે ત્યારે શિકાર ખેલો, તેથી આગળ કાંઇ જવું હોયતો મારી મંજુરી લેવી પડશે.

હસનખાનને કાંઇ પણ જાતની ચિંતા સિવાય પરથાલ સાથે વૈભવ ભોગવવાનો પ્રસંગ મળ્યો. પરથાલને લઇ પોતાના મુલકમાં ચાલ્યો ગયો. પરથાલના જીવન ચરિત્રનું છેલ્લું વાકય આ છે કે:—

**ઇબ્તેદા વોહ થી ઇન્તેહા યેહ હયે.**

# રાણી કીમાડણીજી.

પાલણપુરના રાજયકર્તા બહાદુરખાનની હિંદુ રાણીઓમાં ફકત આ એક રાણીજ મુસલમાન થઇ હતી, બાકીની રાણીઓ બહાદુરખાનના નિકાહમાં હતી, પરંતુ તેમની ઝનાનખાનાની હાજરીએ તેમના ધર્મ ઉપર કાંઈ અસર કીધી નહોતી. બહાદુરખાને પણ તે તરફ ધ્યાન આપ્યું નહોતું. કીમાડણીજીએ પોતે રાજીખુશીથી ઇસ્લામથી પાવન થવાની અરજ કીધી હતી તે આગળ જાણવામાં આવશે.

મલાનાના ઠાકોર (જમીનદાર) રંભેરાજ કીમાડયાની રાજદુલારી જેનું અસલ નામ કુશળબા હતું તે રાજકુંવરીનું

લગ્ન ઠાકોરે પોતાના કુળમાં કર્યું હતું, પરંતુ જુવાનીની ભર મોસમમાં વિધવા થઈ કુશળબા સાસરેથી પીયર આવી હતી.

એક દિવસ ભોજાઈએ મહેણું માર્યું કે "બાઈ સાહેબ! તમે તો બહાદુર ખાનની બેગમો અને રાણીઓ જેટલું મગજ રાખો છો, આ મીજાજ તો તે દરબારનેજ છાજે, અમારાથી તમારો મીજાજ શી રીતે ઉઠાવાશે*" ખરેખર મહેણું બુરી બલા છે, જે કોઈ વખત કારી જખમ કરે છે અને કટારની ગરજ સારે છે. એક વિધવા કે જેના જોબનનું પુર વહયું જતું હોય, તેમાં વળી એક ટેકલી ક્ષત્રાણી ઉપર આવું મહેણું હોય તો તે નસ્તરનું કામ કરે છે. કુશળબાએ ગુસ્સાના આવેશમાં આવી જઈ મન સાથે પાકો ઇરાદો કરી લીધો કે બસ બહાદુરખાનના દરબારમાં જઈશ અને તેની બેગમ બનીશ. પોતાની એક દાસી માર્ફતે બહાદુરખાનને નિકાહનો સંદેશો મોકલ્યો.

પાલણપુરથી નવમાઈલ ઉપર આવેલા હસનપુર નામના કસ્બામાં આ વખતે બહાદુરખાન હતો. દાસીએ કુશળબાના હુસ્ન અને જવાનીની હકીકત સાથે પોતાની ખુશીથી તે બેગમ બનવા માગે છે તે પણ જણાવ્યું. બહાદુરખાન આ સમયની રાહ જોઈ રહ્યો હતો. તેણે દાસી સાથે રથ અને કેટલાક સવાર રવાના કીધા. કુશળબા આવી અને આવતાંની સાથેજ તે ટેકલી ક્ષત્રાણી શું કહે છે? જે ધર્મમાં મારા જેવી નિર્દોષ વિધવાઓ સાથે મારા જેવું વર્તન રાખવામાં આવે તે ધર્મને હું દૂરથી સલામ કરૂં છું. બહાદુરખાને તેની

* જુઓ તારીખે પાલણપુર ભા૦ ૨ જો ૫ ૭૫

મરજી પ્રમાણે મુસલમાન બનાવી શરીઅત પ્રમાણે નિકાહ પઢી તેને ઝનાનખાનામાં દાખલ કરી. (જુઓ "બુતાને હરમ" પૃ. ૬૩).

એક રાતનો સમા જોગ છે, બહાદૂરખાન પોતાની ક્ષત્રાણી બેગમના મહેલમાં રાત્રે સૂતો છે, શિયાળાની રાત છે. પગ સંકોચી ભર નીંદ્રામાં આરામ લે છે. આ જોઇ નવોઢા રાણી કે જેનું જોબન જવાનીના પ્રવાહમાં રેલમછેલ થઇ રહ્યું હતું તેને જરા હાસ્ય વિનોદ કરવાનું દીલ થઈ આવ્યું. હસતે મુખે રાણી બોલી કે હુજુર! રાજાઓએ તો પગ ફેલાવવા જોઇએ. બહાદુરખાન તો ગુસ્સાની આગનો અંગારો હતો. બાડાજી રાણીએ મજાક કરી તો તેને કેવું ફળ મળ્યું? હવે રાણી ઝીમાડણીજીની વાત સાંભળો, બહાદુર-ખાન જવાબમાં કહે છે કે ઝીમાડણીજી આમ આટલાં ગભરાવો છો શા માટે? રાજાએ પગ ફેલાવવાની સ્થિતિ માલમ પડી જશે. ×

આ જુવાન રાણી બહાદુરખાનના તીખા ભભુકતા સ્વભાવથી અંજાણ હતી તે આ શબ્દો સાંભળી શૂન્ય થઈ ગઇ. આ તરફ બાદશાહે સવાર થતાંજ રાણી ઝીમાડણીજીના બાપ રખેરાજના પરગણા ઉપર ચઢાઇ કરી દીધી. રાણીએ ઘણાએ કાલાવાલા કર્યાં પણ બહાદુરખાનના મન ઉપર કાંઇ અસર ન થઈ. મલાનાના ઠાકોર બીચારા કાંઇ જાણતાજ ન હતા. ઠાકોર પોતાના મિત્રો સાથે ઓચીંતી આવેલી આફતમાંથી બચવા નાસી છૂટયા. બહાદુર ખાને ઠાકોરના સાઠ ગામ કબ્જે કર્યાં. આ સાઠ ગામ આજે માલની સાઠના નામથી મશહુર છે. (ઈ. સ. ૧૭૭૨)

---

× જુઓ "બુતાને હરમ" પૃ. ૬૩.

# રાણી કુશળબા દેવડી.

પાલણપુરના નવ્વાબ દીવાન શેરખાનને ઘણી ઓરતો હતી અને તેથી કરી વિશેષ રંગરાગમાં પડી ભર જુવાનીએ રોગમાં ફસાઇ સત્તાવીસ વરસની વયે ગુજરી ગયો, પણ સોનાજી ફતેહસીંગ દેવડા રજપુત જાગીરદાર (રહોવા)ની સર્વાંગે સુંદર કુંવરી કુશળબાએ તેના ઉપર કાબુ મેળવ્યો હતો. આ રાણી હિંદુ રીત રિવાજ મુંજબ ચાલતી હતી. શેરખાન પણ એક હિંદુ રાણીના પેટથી પેદા થયો હતો જેથી તેણે પોતાની રાણી ગમે તે ધર્મ પાળે તેનો ખ્યાલ ન રાખ્યો, બલ્કે અનુમાન કરવામાં આવે છે કે રાણીનું દીલ રાજી રાખવા પુજાપાટ માટે પુરી તૈયારી કરી આપી હતી. આ રાણીના નાંમે શેરખાને જાગીર પણ કાયમ કરી હતી.

# ડુંગરી રાણી.

ફીરોઝશાહ તગલખના સમયમાં કાશ્મીર ઉપર સુલ્તાન શહાબુદ્દીન હાકીમ હતો. શહાબુદ્દીન કાશ્મીરી, તે શહાબુદ્દીન ઘોરી કરતાં નમ્યું આપે તેવો નહતો. તેણે હી. ૭૬૧ ઈ. ૧૩૬૦ થી હી. ૭૮૦ ઇ. ૧૩૮૦ સુધી જે દબદબામાં અને જાહોજલાલીથી રાજ્ય કર્યું છે તેનું અનુમાન તેણે કરેલી ફતેહમંદ લડાઇઓ ઉપરથી થઈ શકે છે કે જેની સાક્ષી

ફક્ત કાશ્મીરનો ઇતિહાસ આપતો હોય તેમ નથી, પરતુ "તારીખે ફરિસ્તા" તથા કેટલાક ન્યાયી હિંદુ ઇતિહાસકારો પણ આપી રહ્યા છે. શહાબુદ્દીને ફકલી, સવાત અને બાજોડ તરફ લગામ ફેરવી તો પેશાવર અને કાબુલ સુધી ગુંદી નાખ્યું. બદખ્શાનનો ખ્યાલ આવ્યો તો નોઅમાન, ગીઝની, ઘોર, કંદહાર, હિરાત થઇ અફઘા-નિસ્તાનમાં આવી પહોંચ્યો છે. ગલગટ, દર્દસ્તાન, તીબેટ કાશગર, જમ્મુ અને કુસ્તવાડનો મુલક ફતેહ કરવાને તો બસ તેના નામની હાક વાગવીજ પૂરતી હતી.

હી. ૭૭૩માં દિલ્હીના બાદશાહોની અંદર અંદરની લડાઇનો લાભ લઇ પંજાબ પ્રાંત કજીઆ કંકાસનું ઘર બની બેઠો હતો, જેથી શહાબુદ્દીન કશ્મીરી ભારે લશકર લઇ પંજાબ ગયો. લાહોર અને મુલતાન લીધા બાદ તે દિલ્હી તરફ ઝુક્યો. ત્યાં સતલજ નદિના કિનારા આગળ શહાબુદદીન અને ફિરોજશાહના લશકરને ભેટો થયો. હજુ કાંઈ ફેંસલો થયો ન હતો તેવામાં હી. ૭૭૫માં બંનેમાં એવી શરતે સુલેહ થઇ કે સરહદથી કાશમીર સુધીનો તમામ મુલક સુલતાન શહાબુદદીનના કબ્જામાં રહે અને બાકીનો બીજો મુલક ફિરોજશાહની હકુમત નીચે રહે.

સુલતાન શહાબુદદીનની બેગમોમાં કાબુલના હાકીમ સુલતાન એહમદખાનની એક બહેન હતી. ફિરોજશાહની એક શાહઝાદી તેણે પોતાના શાહઝાદા હસનખાન સાથે નિકાહમાં લીધી હતી. તેણે સીંધના હાકીમની શાહઝાદી સાથે પણ એક શાદી કરી હતી.

હી. ૭૬૧માં જે કાશમીર હતું તે આજના કાશમીરથી જુદુંજ હતું, જેથી જે લોકો કાશમીરના ઇતિહાસથી અંજાણ છે

તેઓ જરૂર આ વાતોમાં અતિશયોક્તિ ધારશે પરંતુ કાશમીરીઓ તથા અન્ય લોકોના ઇતિહાસ હાજર છે તે જુઓ અને દરેકે દરેક અક્ષરની ખાતરી કરો.

આ શહાબુદ્દીનના ભાઇ કુતબુદ્દીનનો પાત્ર અલી શાહના નામથી હી. ૮૧૦ ઈ. ૧૪૧૭ થી હી. ૮૧૬ ઈ. ૧૪૨૩ સુધી કાશમીરમાં રાજ્ય કરતો હતો. ૭ વરસ ૭ માસ રાજ્ય કર્યા બાદ રાજ્યનો બધો ભાર પોતાના ભાઇ શાહીખાન ઉર્ફે ઝયનુલ આબીદીનને માથે નાખી પોતે હર્મેન શરીફયન (મકકા મદીના) ઝીયારત કરવા ચાલ્યો ગયો. અલીશાહની બેગમ ડુંગરી રાણી જમ્મુના રાજાની કુંવરી હતી જેથી તે કાશમીરથી રવાના થઈ સીધો જમ્મુ આવ્યો. તે સમયમાં જમ્મુનો રાજા મલદેવ હતો. રાણીએ પોતાના બાપને કહ્યું કે બાદશાહને રાજ્ય છોડી આટલી લાંબી મુસાફરીએ જવાની તમો મનાઇ કરો અને સમજાવો. રાજાને પોતાની કુંવરીની જુદાઈ ના પસંદ હતી વળી અલીશાહથી જે ફાયદો મળે તે તેની જગ્યાએ બેકેલો બાદશાહ તરફથી ન મળે એ સંભવીત હતું જેથી આવું વિશાળ રાજ્ય છોડી જવાનુ નુકસાન રાજાએ અલીશાહને સમજાવ્યાં હશે, વળી એમ પણ કહ્યું હશે કે આપે શાહીખાનને અમાનત તરીકે સલતનત આપી છે જો, આ અમાનતની અજમાયશ કરવી હોય તો આપ પાછા જઈ રાજ્યની માગણી કરો જેથી તમારી ગંભીર ભુલનું ભાન થશે.

જમ્મુનો રાજા સુલતાન અલીશાહનો સસરો થાય તે વાતને તમામ ઇતિહાસકારો કબુલ કરે છે. આ બાબતમાં જહાંગીરના સમયમાં લખાએલ તારીખે ફિરસ્તા વધુ ભરોંસા પાત્ર છે અને

તેમાં ખુલ્લા શબ્દોમાં આ બનાવની સત્યતા જાહેર કરી છે, પરંતુ (ગુલદસ્તે કાશ્મીર અને ગુલઝારે કાશ્મીર એ) બે ઇતિહાસકારો અલીશાહનો સસરો જમ્મુનો રાજા હોવાનો ઇન્કાર કરે છે.

"ગુલદસ્તે કશ્મીર"માં લખે છે કે રાજ્ય છોડી હજ કરવાના ઇરાદે અલીશાહ પંજાબ સુધી આવ્યો, ત્યાંનો હાકીમ તેનો સસરો થતો હતો તેણે કડવા બોલ કહી પાછો મોકલ્યો. બીજું "ગુલ્ઝારે કશ્મીર"ના કર્તા કે જે કાશ્મીરના રાજા રણવીરસિંહનો મુખ્ય વજીર હતો, તે લખે છે કે અલીશાહ રાજ્ય છોડી જમ્મુની હદમાં આવ્યો, તો ત્યાંના રાજાએ શિખામણ ભરેલો ફિટકાર આપી પાછો મોકલ્યો. જેઓ સમજદાર છે તે સમજી શકે છે કે આ બેમાં "ગુલઝારે કશ્મીર"ના કર્તા વધુ ભરોસાપાત્ર છે કારણકે તે કાશ્મીરનો વજીર હતો. એક લખે છે કે પંજાબનો હાકીમ બાદશાહનો સસરો હતો અને બીજો જમ્મુની હદમાં બાદશાહ આવેલો તે વાત સ્વીકારે છે, પરંતુ મૂળ મતલબ બંને છૂપાવે છે.

આજથી બસો વરસ પહેલાં "વાકિઆતે કશ્મીર" નામનો એક ઇતિહાસ દિલ્હીના બાદશાહ મોહમ્મદશાહના વખતમાં લખાએલ છે તેમાં પણ જમ્મુની રાજકુંવરી અલીશાહની બેગમ હોવાનું જણાવ્યું છે. સત્યમેવજયતે સૂત્ર પ્રમાણે એક હિંદુ ઇતિહાસકાર મુખ્તસર તવારીખે કશ્મીર કે જે મહારાજા ગુલાબસિંહના સમયમાંની હસ્તલેખિત છે, તેમાં જમ્મુનો રાજા અલીશાહનો સસરો હોવાનું સ્વીકારે છે. આ ઇતિહાસ શ્રી નગરની લાયબ્રેરીમાં છે, તે ઉપરાંત શ્રી નગરમાં કેટલાક લોકો પાસે પણ છે.

આ રાણીનું લગ્ન કયારે થયું ? રાજાએ પોલીટીકલ નજરથી કુંવરી આપેલી કે કોઈ લડાઇમાં રાજાએ ભેટ તરીકે આપેલી તે તથા રાણીના પેટથી શા ફરઝંદ પેદા થયાં તે સંબંધી ઇતિહાસ મૌન ગ્રહણ કરે છે.

હી૦ ૭૬૧ નું કાશ્મીર જુઓ કે જ્યારે સુલતાન શહાબુદ્દીનનું રાજ્ય હતું, પછી હી૦ ૮૧૦નું કાશ્મીર જુઓ કે જ્યારે અલીશાહનું રાજય હતું, ત્યારબાદ શાહીખાનના સમયનું કાશ્મીર જુઓ. કાશ્મીરનો આ તે સમય હતો કે જે રાજ્યાભિષેક કરતો તે

**જવાંબખ્ત વ જવાં દવલત વ જવાં સાલ**

પ્રમાણે બનતું હતું. પરદેશી રાજાઓ બલકે પરધર્મી રાજાઓ પોતાની કુંવરીઓ બાદશાહને આપવા અભિમાન સમજતા હતા પણ આજે તેજ કાશ્મીર છે, તેજ આસમાન છે અને તેજ સૂર્ય છે. ચોગરદમથી ગુલામી, પડતી, કાયરતા પોકારી રહી છે કે જુઓ આજે તમો અમારા પંજામાં સપડાયા છો. આ સમયની બલીહારી છે !

# કોટા રાણી.

રતીનજન તીબેટનો એક રાજકુંવર હતો. બાપનું મરણ થતાં કાકાના ત્રાસથી કંટાળી (ઈ૦ ૧૩૦૭થી ઈ૦ સ૦ ૧૩૨૪ માં) રાજા સહદેવ અને તેના પ્રધાન રામચંદ્રના રાજયકાળમાં કાશ્મીર આવ્યો હતો. આ સમયમાં શાહમીર નામે એક દુરવેશ પણ કાશ્મીર

આવ્યો હતો. આ દુરવેશની પરહેઝગારી અને સહવાસને લીધે ઇસ્લામી સૂર્યનાં પ્રકાશિત કિરણો રતીનજન રાજકુંવરના હૃદયપટ ઉપર પડયાં હતાં. ઝુલકદ્રખાન તાતારીના હુમલા પછી કાશ્મીરમાં સહદેવની રાજ્યસત્તા બુઝાતા દિવાની માફક ટુંક મુદતની મહેમાન હોય તેમ જણાતું હતું. તીબેટના રાજકુંવર રતીનજને શાહમીર દુરવેશની મદદથી સહદેવની સત્તાનો અંત આણી પોતાની આણ વર્તાવી રાજ્યાભિષેક કરવાની સાથેજ તેણે ઇસ્લામથી પાવન થયાનું જાહેર કર્યું. દુન્યવી રાજ્ય સત્તા સાથે આત્મિક પવિત્રતા પણ પ્રાપ્ત કરનાર આ રવડતો તીબેટી રાજકુંવર રાજ્ય વૈભવનાં સુખ ભોગવવા લાગ્યો. રામચંદ્ર પ્રધાનની રંભા જેવી રૂપાળી કુંવરી કોટા રાણી સાથે નિકાહ કરી તેને મલેકએ કસ્મીર બનાવી. કુદરતની બલીહારી અજબ છે. રાઇનો પર્વત કરવો એ કુદરતની ગહન ગતિનો નમુંનો રતીનજને બરાબર અનુભવ્યો. કાસ્મીરમાં નવમુસ્લિમ રાજા બનવાનું પ્રથમ અભિમાન ધરાવતો હોય તો તે રતીનજનજ છે જે મલીક સદરૂદદીન નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો.

કોટા રાણીને રાવણચંદ્ર નામે એક ભાઇ હતો, તેને સદરૂદદીને સારો ખીતાબ આપી નવાજયો, વળી રામચંદ્રની જાગીર તેના નામ ઉપર કાયમ રહેવા દેવા ઉપરાંત કાશમીરની હદમાં તીબેટનો આવેલો મુલક પણ રાવણચંદ્રને આપ્યો.

અફસોસ! કાશ્મીરના આ પહેલા નવમુસ્લીમ બાદશાહને મોતના ફિરસ્તાએ બે વરસના રાજ્ય કાળમાંજ પકડયો. કાશમીરમાં આ વખતે વજીર પદે શાહમીર દુરવેશ હતો. માજી પ્રધાન રામચંદ્રનો ભાઇ રાવણચંદ્ર અને રાજ્યના કેટલાક અમલદારો ઇસ્લામના

વર્તુળમાં આવી ચૂકયા હતા. કોટારાણી જાતે પણ મુસલમાન હતી, પરંતુ દેશમાં ગેરમુસ્લીમોની સંખ્યા વિશેષ હતી, તેમાંના કેટલાક રાજ્યના હિતચિંતકોએ રાજયનો વારસ રાજા સહદેવનો ભાઇ અવિદ્યાનદેવને ઠેરવ્યો કે જે ઝુલ્કદ્રખાનના ત્રાસથી કકલી તરફ નાસી છુટયો હતો. શાહમીર અને કોટારાણી સારી રીતે સમજતાં હતાં કે અઢી વરસ જેટલી ટુંક મુદત ઇસ્લામી સલ્તનત થયા બાદ ફરી હિંદુ રાજ્ય બેસાડવા એ ઇસ્લામના હકમાં નુકસાનકારક છે, પણ સંજોગો જોતાં લાચારીએ તેમ કરવું પડયું.

વળી અવિદ્યાનદેવ નિર્બળ, બીકણ, રાજ્ય ચલાવી શકે તેવો ન હતો તથા કેટલેક અંશે મૂર્ખ પણ હતો એવું રાણી તથા વજીર જાણતાં હતાં. રાજ્યમાં શાહમીરનો દબદબો અને જોર પુરતું હતું જેથી અવિદ્યાનદેવને ગાદીએ બેસાડવામાં રાણી પણ રાજ્યના હિતચિંતકો સાથે એકમત થઇ હતી. અવિદ્યાનદેવ ચાર વરસ સુધી મુસલમાનોના સહવાસમાં રહ્યો હતો, તેથી તેમના સદ્દગુણોની અસર તેનામાં થઇ હતી. રાજ્યાસન મળવાના આનંદદાયક સમાચાર સાંભળી તે કાશમીર આવ્યો. શાહમીર અને બીજા રાજ્યના હિતચિંતકોએ કાશમીરની લગામ તેને સોંપી. કોટારાણી વિધવા મુસલમાન હતી, જેથી તે અવિદ્યાનદેવની રાણી થઇ શકે નહિ, પણ તે રાણી દીર્ઘદષ્ટિવાળી પોલીટીકલ બાબતોમાં પ્રવીણ રાણી હતી. અવિદ્યાનદેવ સાથે રાજકીય બાબતોમાં ભાગ લેતી હતી, જેથી રાણી ઉપર કાબુ મેળવવા તેની સાથે લગ્ન કરવા કોશીશ કીધી.

તારીખે ગુલદસ્તએ કસ્મીર તારીખે ગુલઝારે કસ્મીર અને મુન્તસર તારીખે કશમીર એ ત્રણે ઇતિહાસકારો કબુલ કરે છે કે

રાણી વિધવા મુસલમાન હતી અને તેણે અવિદ્યાન દેવ સાથે લગ્ન કર્યું હતું. પરંતુ કોઇ ખુલાસો કરતા નથી કે અવિદ્યાન દેવ હિંદુ રહ્યો હતો કે મુસલમાન, પણ જ્યારે વિચાર કરવામાં આવે કે ઘણો સમય મુસલમાનોનાં સહવાસમાં રહ્યો હોય, રાણી મુસલમાન હોય, મોટા મોટા અમલદારો મુસલમાન થયા હોય તેવી હાલતમાં તે હિંદુ શી રીતે રહી શકે? રાણીની સાથે લગ્ન કરવાનું સાબીત થયું જણાય છે તો પછી એક મુસલમાન સ્ત્રી સાથે કોઇ હિંદુ તેના ધર્મ ઉપર કાયમ રહી લગ્ન શા રીતે કરી શકે? આ બધા વિચાર કરતાં માલુમ પડે છે કે કોટા રાણી સાથે તેણે ઇસ્લામ સ્વીકારી લગ્ન કર્યું હશે. જો તે હિંદુજ રહ્યો હોત તો પોતાના ભાઇનું ખુન કરનાર શાહમીરનો બદલો લીધા સિવાય કેમ રહેત? કારણ કે તેણે રતીનજન સાથે મળી ફક્ત રાજા સેહદેવને માર્યો એટલુંજ નહિ, બલ્કે હિંદુ રાજ્યની જડ ઉખેડી નાખી હતી. અવિદ્યાન દેવે તો શાહમી-રને ઉલટો વજીરપદ ઉપર કાયમ રાખ્યો હતો. માજી પ્રધાન રામ-ચંદ્રનો કુંવર રાવણચંદ્ર તેમજ રતીનજનના સમયમાં જેમણે ઇસ્લામ કબુલ કર્યો હતો તે બધા ઇસ્લામ ઉપર કાયમ રહ્યા હતા. અવિ-દ્યાન દેવે મુસલમાનો ઉપર કાંઇ સખ્તી કરી હોય તેમ પણ નથી. કાસ્મીરનો ઇતિહાસ તપાસતાં બીજાં પણ કેટલાક એવાં કારણો જણાય છે કે અવિદ્યાન દેવે જરૂર ઇસ્લામ કબુલ કર્યો હશે.

આગળ જણાવી ગયા છીએ કે કોટા રાણીમાં એક શૂરવીર પુરુષને છાજે તેટલી હોશિયારી હતી. અવિદ્યાનદેવ સાથે નિકાહ કર્યા બાદ રાજ્યનો સઘળો કારોબાર પોતાનાજ હાથમાં લીધો હતો. શાહમીર વજીર હતો અને પુંજા ભટ કાકાપુરી નામે એક પંડિત

સેનાપતિ હતો. ચાર વરસ રાજ્યનો બંદોબસ્ત સુખરૂપ ચાલ્યો. ઇ૦ સ૦ ૧૩૩૧માં એક તુર્ક સરકારે ફરી કાશમીર ઉપર હુમલો કર્યો. બીકણુ અવિદ્યાનદેવ રાજપાટ છોડી તીબેટ તરફ નાસી ગયો. કોટા રાણી જે પોતાનાં બાપ રામચંદ્રના વખતમાં ઝુલ્કદ્રખાનના હંગામા વખતે કુદરતના તમાશાનું અવલોકન કરી નિડર બની હતી, તે આ વખતે ધીરજ અને શુરવીરતા સાથે પોતાની જગ્યાએ અડગ રહી. અવિદ્યાનદેવના બીકણુ સ્વભાવથી અમીરો અને લશ્કરીઓ ગભરાઇ ગયા હતા તે બધાને એકઠા કરી એક પુરજોશ વ્યાખ્યાનથી તેમના ઠંડા પડેલા લોહીને ગરમ કરી કહ્યું કે શુરવીરો ઉઠો ! દેશનું રક્ષણ કરવા હું સ્ત્રીજાતિ હથિયાર બાંધવા તૈયાર છું. જન્મભૂમિનું માન જાળવવા જે સંકટો પડશે તે હું મરદાઇથી સહન કરીશ. જો મોત આવશે તો મારૂં નામ અમર થશે, તમે બીરૂ બની ભૂલ કરશો તો ઝુલ્કદ્રખાનની ચઢાઇ યાદ કરો કે ફરી કાશમીરની ભૂમિમાં તમારી ઇઝઝત આબરૂ જાનમાલનો સદંતર નાશ થશે. સ્વદેશભૂમિ અને તમારા સંતાનોનો જરાએ ખ્યાલ હોય તો ઉઠો ઉઠો !! તમારી જવાંમર્દીનાં જવહર બતાવો. ફતેહ કે મોત સિવાય તમને કોઇ અન્ય વસ્તુનો ખ્યાલ નહિં હોય તો ભવિષ્યમાં તમારા સુખો ઉપર તરાપ મારવાને કોઇ મોટામાં મોટો દુસ્મન પણ હિમ્મત કરશે નહિ. આ પ્રમાણે જોશીલુ વ્યાખ્યાન આપી નામરદોના દિલોમાં મરદાઇ અને મરદોના દિલોમાં જોશ રેડી આપ્યો.

વઝીર શાહમીર લસ્કરનો સેનાપતિ બન્યો, તેની શુરવીર તલવારે એવું તો ધમસાણ વાળ્યું કે તુર્કોનું જોર છિન્નભિન્ન થઇ ગયું. દેશ ઉપર આવતા સંકટનું વાદળ વિખરાઇ ગયું. રાણીએ

સેનાપતિ તથા લશ્કરીઓને ઘણાં ઇનામ આપ્યાં. શાહમીરને જમશેદ અને અલાઉદ્દીન નામે બે પુત્ર હતા તેમને કામરાજમાં મોટી મોટી જાગીરો આપી. રાણી ઘણી ચતુર હતી. તેણે વિચાર કર્યો કે ગાદી ખાલી પડેલી જાણીને રાજદ્વારી પુરુષો વખતે કોઈ બીજાને બાદશાહ બનાવી ન લે તેથી અવિધાન દેવની તપાસ શરૂ કરી કે પોતાના બીકણ ધણીની આડમાં રાજ્યની દોરી પોતાના હાથમાં કાયમ રહે. તેને તીબેટથી બોલાવ્યો પહેલાની માફક ફરી ગાદીએ બેસાડયો. હવે તે પ્રથમ કરતાં પણ રાણીનો વધુ તાબેદાર થઇ રહેવા લાગ્યો. રાણીના હુકમમા ચુંચાં કરી શકતો નહતો. પંદર વરસ નામનું રાજ્ય કરી ઇ. સ. ૧૩૪૧માં ગુજરી ગયો.

હવે રાણીને પોતાનું સ્વતંત્ર રાજ્ય કરવા સિવાય કોઇ ઉપાય ન હતો. એક તરફ શાહમીરનું જોર વધતું જતું હતું. પોતાની સરદારી નીચે તુર્કી દુશ્મનને હરાવી કાઢવાથી તેની બહાદુરીની છાપ દેશ ઉપર પડી ચુકી હતી. ગાદી ખાલી પડેલી જોઈ તેના વિચારો બદલાયા. રાણીના વિચારમાં તે અડચણ કર્તા નીવડયો. અમીરોને પોતાની સાથે મેળવી લીધા. આવી સ્થિતિ જોઈ રાણી પોતાના ભાઇઓને લઈ ઇંદ્રકોટ ચાલી ગઇ અને પોતાની સ્વતંત્ર સત્તાનો ઢંઢેરો જાહેર કરી દીધો. પણ રાજ્યના કારભારીઓ વિરૂદ્ધ હોવાથી દેશમાં અશાંતિ પેદા થઈ. રાણીની સ્વતંત્ર સત્તાને પુરા પચાસ દિવસ વિત્યા હશે કે શાહ મીર અમીરો અને રૈયતને ધન માલથી રાજી કરી ઇ. ૧૩૪૩માં સુલતાન શમસુદ્દીન નામ ધારણ કરી શાહી તાજ પહેરી કાશમીરનો બાદશાહ બની બેઠો.

તેણે આપેલા વચનો પ્રમાણે પ્રજાને ઘણો સંતોશ આપ્યો

કોઇ પ્રકારની કોઇની ફરીયાદ રહી નહી. મેહસુલમાં ઘણો ઘટાડો કર્યો. પ્રજા તેની સાથે હતી છતાં કોટારાણી ઇંદ્રકોટમાં બેઠી બેઠી રાજ્ય મેળવવા કોશીશ કરતી હતી. તેને ખુશ કર્યા સિવાય શાહ-મીરને શાન્તિ થાય તેમ ન હતું. કોટારાણી રાજ્ય ખોયા પછી શી રીતે ખુશ થાય? શાહમીરે છેવટે વિચાર્યું કે આવી વૃદ્ધાવસ્થામાં પણ કોટારાણી સાથે નિકાહ કર્યા સિવાય અશાંતિ દુર કરવાનો કોઇ બીજો ઇલાજ નથી. તેણે રાણી ઉપર નિકાહ કરવાનો સંદેશો મોકલ્યો. રાણીની પોલીટીકલ વાતોથી શાહમીર જેવો વાકીફગાર હતો તેવી રીતે રાણી પણ જાણતી હતી કે શાહમીરમાં કેટલી બહાદુરી છે તથા દેશ ઉપર તેનો કેટલો પ્રભાવ છે. શાહમીરની ઓરત બની તો તે પરતંત્ર બની જશે એવું સમજતી હતી, જેથી નિકાહના સંદેશાનો જવાબ આપ્યો કે હું એક મારો નોકર કે જે લાંબા સમય સુધી મારે તાબે રહી ચૂકયો છે અને હવે પોતાની અન્નદાતા રાણીથી ફરી બેઠો છે તેની સાથે નિકાહ કરૂં નહિ. આ જવાબ સાંભળી શાહમીરને વહેમ પેઠો કે રાણી જરૂર મને નડશે માટે ઇંદ્રકોટ ઉપર ચઢાઇ કરી નિકાહ કરવા રાણીને તૈયાર કીધી. તે પણ વખત વિચારી માની ગઈ. શાહમીર તેને શ્રી નગર લાવ્યો. રાણીએ રાત્રે છરી પોતાની પાસે સંતાડી રાખી. સુલતાન શમ્સુદ્દીન તેની સાથે નિકાહને અંગે છાજતું પગલું ભરવા જાય છે તે પહેલાં પોતાના પેટમા છરી મારી આ દુન્યાથી ચાલી ગઈ.×



---

× જુઓ "બુતાને હરમ" પૃષ્ટ ૭૦ થી ૭૬.

# રાણી શંકર દેવી

ચક્ર વંશના ત્રીજા બાદશાહ અલીશાહ ચકના વખતમાં કાશ્મીરની પ્રજા સુખશાંતિમાં દિવસો ગુજારતી હતી, તેવામાં કીશતવાડનો રાજા બહાદૂરસિંગ કે જેના બાપદાદા સેંકડો વરસોથી કાશ્મીર સાથે જોડાએલા હતા, તેણે બળવો કર્યો. બાદશાહે તેને દબાવવા માટે એક ભારે લશકર રવાના કર્યું. બાદશાહના મુકાબલામાં કિશતવાડના રાજાનું લશકર ભલેને નામ બહાદૂરસીંગ કેમ ન હોય પણ શી ગણતરીમાં ! બાદશાહી લશકર આવવાની ખબર સાંભળતાંજ પોતાની ભૂલ અને નાદાનીની યાદ થઇ. લશકરના સેનાપતિ પાસે માફી, તાબેદારી અને અફસોસી જાહેર કરી પોતાની નાની બહેન રાજકુંવરી શંકર દેવીને બાદશાહના નબીરા યાકુબખાન સાથે પરણાવાનો સંદેશો મોકલ્યો. ખંડણી તથા દંડ આપવાનું કબુલ કર્યું. યાકુબખાન પોતાના બાપ પછી ઇ. સ. ૧૫૮૫માં યાકુબશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. ચૌદ માસ રાજ્ય કરવા પામ્યો હશે કે અકબરે કાશમીર ઉપર ચડાઇ કરી તે ફતેહ કરી લીધું. આ વખતે રાણી શંકર દેવીનું વય વીસ બાવીસ વર્ષથી વધું ન હતું. યાકુબશાહ બેગમને લઇ પોતાની સાસરી કિશતવાડમાં આવ્યો.

રાજા બહાદુરસીંગે પોતાના બનેવીનું રાજ્ય છીનવાઈ ગયા બદલ અફસોસ અને હમદર્દી બતાવી ફરી રાજ્ય સંપાદન કરવા જોશ દેવડાવ્યો. અકબરનો કાશમીર ખાતે સૌથી પહેલો ગવર્નર મીરઝા કાસમ મરીહ હતો. તેનાથી રૈયત દુ:ખી થઈ રહી હતી તેવી ખબરો યાકુબશાહને મળતી હતી. વળી બહાદુરસીંગની હીંમતે કરી

ઘમસાણ યુદ્ધ થયા બાદ યાકુબશાહ ફરી કાશમીરનો બાદશાહ બન્યો. આ વખતે તેણે એક મોટી ભુલ કરી કે મોગલોને કતલ કર્યા તે સાથે કાશમીરના જે સરદારો હીરાપુરની લડાઇ વખતે દુશમનને જઇ મળયા હતા તેમને પણ સજા કરવા લાગ્યો. જેથી ઘણા ખરા સરદારો તેનાથી નારાજ થયા હતા, જેના પરિણામે ટુંક દિવસોમાંજ રાજયને સલામ કરી ફરી કિશતવાડ જવું પડયું. હી. ૯૯૭ સુધી યાકુબખાનની એવી હાલત રહી કે વારંવાર કાશમીર ઉપર ચઢાઇ કરતો અને કિશતવાડમાં જઇ આસરો લેતો. છેવટે આ ફિત્ના ફિસાદથી કંટાળી અકબરે મીરઝાં કાસમની જગ્યાએ યુસુફખાન રદવી મશહદીને કાશમીરનો ગવર્નર બનાવી મોકલ્યો, તથા ૨૫ હજારનું લશકર વધાર્યું.

રાણી શંકર દેવી કુદરતનું અવલોકન કરી રહી હતી. યાકુબશાહ જયારે કાશમીર ઉપર ચઢાઈ કરતો ત્યારે ફરી એકવાર કાશમીરની બેગમ બનવાની લહેર તેના દીલમાં આવતી હતી પણ જયારે તે નિરાશ થઇ પાછો આવતો ત્યારે કલેજું પકડી બેસી રહેતી. વારંવાર નિષ્ફળ થવાથી બહાદુરસીંગના દીલમાં બહેન બનેવી માટે અભાવ પેદા થયો હતો. તેવામાં હી. ૯૯૭માં અકબર બાદશાહ કાશમીર આવ્યો. યાકુબશાહ ભટકી ભટકી થાકયો હતો. બહાદુરશાહની આંખમાં પ્રેમ સુકાયા હતો તથા રાણીએ પણ સલાહ આપી હતી જેથી મહાન અકબર શાહ પાસે માફી માગવા પોતાના માણસો મોકલ્યા. અકબરે જીવતદાન આપ્યું એટલુંજ નહિ, પણ વીસ હજારની જાગીર આપી. ઇ. સ. ૧૫૯૩માં તેનું મોત થયું અને કિશતવાડમાં દફન થયો.*

* જુઓ "બુતાને હરમ" પૃષ્ટ ૭૭થી ૭૯.

# રાણી ફતેહખાતુન.

તુરવાડના રાજા બહાદૂરસીંગે પહેલા બળવા વખતે માફી માગી તાબેદારી કબુલ કરી પોતાની બહેન શંકરદેવીને અલીશાહ બાદશાહને નિકાહમાં આપી. પણ જયારે બીજે વરસે ફરી બળવો કર્યો ત્યારે બાદશાહે ઇસ્માઇલ ગનાઈ અને હયદર મલેક બંનેને ભારે લશ્કર સાથે બહાદૂરસીંગ તરફ રવાના કર્યા. બહાદુરસીંગના દીલમાં બાદશાહ સાથે મુકાબલો કરી સ્વતંત્ર થવાનો ઉમંગ પેદા થતો હતો પણ પોતાની તાકતનો ખરો અંદાજો કરવામાં તે ભુલ ખાતો હતો. આ કારણથીજ દરેક વખતે પોતે ઉગામેલી થપ્પડ પોતાના મોં ઉપર પડતી હતી. આ વખતે પણ શરમ ભરેલી રીતે માફી માગવી પડી તથા પોતાના કુંવર નારાયણસીંગને પોતાની કુંવરી લઇ બાદશાહના મહેલમાં બેગમ તરીકે રજુ કરવા મોકલવો પડયો. બાદશાહ માટે આ ભારે ભેટ હતી છતાં પુસ્કળ ધનમાલ પણ આપવો પડયો હતો. નારાયણસીંગ પોતાની બહેન સાથે પુષ્કળ ધનમાલ ભેટ પેટે લઇ બાદશાહની ખીદમતમાં જઇ હાજર થયો. બહેનને સાસરવાસા તરીકે અઢળક [illegible] આપી નારાયણસીંગ કિશતવાડ ગયો. ઇતિહાસકારોએ આ રાણી સંબંધી વિશેષ કાંઇ લખ્યું નથી. તેના માબાપે અસલ શું નામ રાખેલું તે પણ જણાવ્યું નથી.*

---

* "જુઓ બુતાને" હરમ પૃષ્ટ ૮૦

# રાણી રૂપવંતી.



હિંદુસ્તાનમાં માળવા એક વિશાળ પ્રદેશ છે. વિક્રમ અને ભોજ જેવા પ્રતાપી અને પરદુઃખ ભંજન રાજાઓએ જે ભૂમિમાં રાજ્યધાની સ્થાપિ તેનું માનતો ફક્ત માલવાનેજ ઘટે છે. કાળચક્ર ફરતાં હિંદુસ્તાનમાં મુસલમાનોએ રાજ્ય સ્થાપ્યું ત્યારે માળવામાં પણ તેમનો ઇસ્લામી વાવટો ફરકવા લાગ્યો સુલ્તાન મહમૂદ ગીજનીની ચઢાઇઓથી લઇ હી. ૯૬૨ સુધી મુસલમાન બાદશાહોએ કદિતો દિલ્હીના બાદશાહોને તાબે રહી અને કદિતો સ્વતંત્ર બની માળવામાં રાજ્ય કર્યું છે.

હી. ૯૬૩ માં માળવામાં સુલ્તાન બાઝબહાદૂરના નામનો સિક્કો તથા ખુતબો ચાલુ હતો. પ્રથમતો ઘણા બળવાખોરોનાં મસ્તકો, તેના ચર્ણોમાં ઝુકતાં હતાં જે સામે આવ્યો તે તાબેદાર બની ગયો પુરો ભરોંસો થઈ ગયો કે હવે રાજ્યમાં અશાંતિનું નામ નથી ત્યારે કમ યોગે અચાનક પડતીએ આવી બાથ મારી. ગાયનકળાનો બાદશાહને ઘણો શોખ હતો પોતે પણ આ વિદ્યામાં પ્રવીણ હતો. દૂર દેશાવરથી ગવૈયા બોલાવ્યા ભારે પગાર બાંધી આપી તેમને નોકર રાખ્યા. રાત શબે બરાત અને દિવસ ઇદ માફક વીતાવવા લાગ્યો ગવૈયાઓના ટોળામાં ઘણી મધુરકંઠની સ્ત્રીઓ પણ હતી. આ લોકોના સહવાસમાં પડી બાદશાહે રાજ્યને તકદીર આધીન કર્યું.

આ ઓરતોમાં એક અઢાર ઓગણીસ વર્ષની જુવાન ઓરત હતી, જેનું નામ રૂપવતી હતું. તે એવી તો કાંતિમાન હતી કે દિવસે

સૂર્યસમ તેનું મુખ પ્રકાશ આપતું હતું અને રાત્રે ચંદ્ર સમાન શિતળ અને મંદમંદ પ્રકાશ આપતું હતું. બાદશાહ આ ગાનારી ઓરતના સહવાસમાં દિવાના જેવો થઇ રહ્યો હતો. રૂપવંતીને પણ બાદશાહ સાથે અપૂર્વ પ્રેમ હતો. એક એકને દેખ્યા સિવાય ચેન પડતું ન હતું. તેમના પ્રેમની ચરચા મુલકે મુલક થવા લાગી. રૂપવંતી તીર અને તલવારથી બાદશાહને ઘાયલ કરતી હતી એટલે એક તો તેના નુરાની ચહેરાએ મહેલની તમામ બેગમોને ઝાંખી કરી દીધી હતી, વળી તેના મધુર કોકિલા કંઠના પ્રતાપે બાદશાહ તેના પ્રેમમાં લટટુ બની ગયો હતો. જ્યારે રાજા સુખ વૈભવોના સમુદ્રોમાં ડુબી જાય ત્યારે દેશ અને પ્રજાની બરબાદી થાય એ માનવા જેવું છે. અહીંઆં પણ આવી સ્થિતિ થવા પામી હતી. લૂટફાટ અને અશાંતિના અખાડા રૂપ દેશ બની ચૂકયો હતો. લૂટારૂઓએ આબરૂદારો તથા વટેમાર્ગુઓને કનડવા માંડયા હતા. સારાંશ કે બાદશાહ અને બાદશાહત ઉપર અંધા રાજ અને ચોપટ નગરની કહેવત બંધ બેસતી આવતી હતી.

આ સમયમાં હિંદુસ્તાનમાં મોગલ શહેનશાહ અકબરની ચઢતી કળાનો સૂર્ય પોતાનાં નૂરાની કિરણો ચોતરફ ફેલાવી રહ્યો હતો. માળવાના લશ્કરની અવ્યવસ્થા અને રૈયત ઉપર દુઃખનાં કાળાં વાદળાં ઘેરાયાની ખબર મહાન અકબરને પળેપળ પહોચી રહી હતી. હી. ૯૬૭ માં નવ્વાબ અહમદખાનની સરદારીનીચે શૂરવીર મોગલોનું ભારે લશ્કર ભરતીના પૂર માફક માળવાની ભૂમિ ઉપર અકબરે રેલમછેલ કરી મૂકયું. બાદશાહ પડતીની ઘોર નિદ્રામાં પડયાની સાબીતી એટલેથી શું નહિ ગણાય કે શાહી લશ્કર સુસવાટા મારતું

સેંકડો માઇલના રસ્તાને આટોપી રાજ્યધાની સારંગપુરથી ફક્ત એક માઇલ દૂર રહ્યું છતાં બાદશાહ "હનુઝ ખબરે ન દારદ." હવે બાદશાહ ઝબકીને જાગ્યો સ્ત્રીઓનો સહવાસ છોડી મેદાન તરફ ઝુકયો. અવ્યવસ્થિત હાલતમાં લડાઈ માટે ઉતર્યો. રવાના થતા પહેલાં અમુક માણસોને હુકમ આપતો ગયો કે તમારે ઝનાનખાનામાં રહેવું. ખુદાનખ્વાસ્તા મારો હારવાનો વખત આવે તો મારી તમામ બેગમો તમામ ગાનારી ઓરતો અને ખાસકરી મારી માનીતી રૂપવંતી ને તલ્વારને ઘાટ ઉતારી દેશો, જેથી તેમની ખરાબીનો હૃદય ભેદક ડાઘ લઇ જાઉં નહિં.

ખરેખાત તેમજ થયું! બાઝબહાદુર લડાઈના મેદાનમાંથી જીવ બચાવી નાસવામાં બહાદુરી સમજ્યો. ઝનાનખાનામાં રોકેલા માણસોએ આ વાત સાંભળતાંજ તલ્વારો મ્યાનમાંથી કાઢી કત્લેઆમ શરૂ કરી. બેગમો ઉપર તલવારનો ઉપયોગ થતો જોઈ રૂપવંતી પોતાનો જીવ લઇ નાઠી ને ફાવે ત્યાં સંતાઇ ગઈ.

જીત મેળવી અદહમખાન શહેરમાં દાખલ થયો. રૂપવંતીના હુસ્નની પ્રશંશા સાંભળી ચૂકયો હતો, હુકમ આપ્યોકે તે રંભા સમાન સુંદરીનાં મને દર્શન કરાવો. લોકોએ કહ્યું કે રાણીઓની સાથે તેને પણ કતલ કરવામાં આવી છે. અદહમખાને તપાસ કરવા મહેલમા આદમી મોકલ્યા તો તે નૂરની પ્રતિમા ઘાયલ થએલી સ્થિતિમા પડી છે, તલવારે તેના જીવનનો અંત લાવવામાં દયા આણી છે. રૂપવંતીને સંદેશો મોકલવામાં આવ્યો કે તમારો ઈલાજ શરૂ કરવામાં આવે છે. જયારે તમો તંદુરસ્ત થશો ત્યારે તમને ઇજ્ઝત સાથે બાઝબહાદુર પાસે મોકલી આપવામાં આવશે. રૂપવંતીએ બાજ બાહાદુરનું નામ સાંભળ્યું

તો તેને વિશ્વાસ આવ્યો કે બાઝ બહાદુર જીવતો છે. તેનામાં નવું જીવન આવ્યું અદહમખાનને હજારો આશિષો આપી. તેના દીલને ઘા રૂઝાતાં શરીરના ઘા રૂઝાઇ ગયા. બાઝુબહાદુરને મળવવાની આશામાં તેનામાં જોર આવતું ગયું. થોડા દિવસે પછી અદહમખાનને સંદેશો મોકલ્યો કે આપની દુવાગો ખાદીમા બીલ્કુલ તંદુરસ્ત છે. આપનો વાયદો પુરો કરી મને બાઝબહાદુર પાસે મોકલી આપો.

અદહમખાન રૂપવંતીના દિદાર માટે એકેક ઘડી એકેક વરસની સમજતો હતો, આ પયગામ સાંભળી કબાબ થઇ ગયો. કહાવી મોકલ્યું કે બાઝ બહાદુર જો બાદશાહ સલામતનો તાબેદાર થયો હોત તો તારો વાયદો પૂરો કરી શકાત, પરંતું હવે તે હકુમતનો બળવાખોર છે, જેથી તે સવાલ પુરો કરવો એ બાદશાહની બે અદબી કરવા સમાન છે. રૂપવંતી અદહમખાનની કુદૃષ્ટિ જાણી ગઇ, તેની રહી સહી આશા તુટી ગઇ. તે બિચારી વિચારમાં ગોથાં ખાતી હતી કે અડધી રાત્રે અદહમખાનના માણસો મકાનમાં દાખલ થયાં. પ્રથમ તો તેને સમજાવવા માંડી પણ કાંઇ અસર ન થઇ તો સખતી કરવા માંડી. રૂપવંતીએ કહ્યું કે બળાત્કારમાં ફાયદો નથી, મારી એક નમ્ર અરજ નવ્વાબને જાહેર કરો કે આપની આ દાસી કે જેની આપ ખબર ન લેત તો કયારની મરી ચૂકી હોત તે અરજ કરે છે કે મુજ ગરીબના મકાનમાં જાતે પધારી પાવન કરો.

આ પયગામ સાભળી અદહમખાનના દીલની કળી ખીલી ઉઠી. આખો દિવસ એજ વિચારમાં કાઢયો કે રાત કયારે થાય ! રાત આવી તો ગભરાટ લાવી કે વખતે મારી નીચતાનું ભાન

બાદશાહ સલામતને થસે જેથી બે ત્રણ માણસને સાથે લઈ રૂપવંતીના મકાન તરફ રવાના થયો.

રૂપવંતી બાઝ બહાદૂરની સાચી આશીક હતી. અદહમખાન આવવાથી ધ્રુજી ઉઠી હતી. બાઝ બહાદૂરને યાદ કરી કહેવા લાગી પ્યારા બાઝ! તમો ઉડી ગયા, અને તમારૂં નામ લઇ લઇને જીવનારી તમારી દાસી સંકટમાં સપડાઈ ગઇ, જેમાંથી છૂટવાનો આરો નથી! મને કતલ કરવાનો હુકમ આપ્યો! ઠીક કર્યું, પણ પોતાના હાથે કતલ કરતા જાત તો ઘા તો આકરો ન પડત, અને સખ્તાઇથી જીવ તો ન જાત. વહાલા તે કોલ કરાર યાદ કરો. જો યાદ ન હોય તો હું તમને યાદ દેવડાવું છું. મરતાં સુધી મને સાથ દેવાનો તમે વાયદો કર્યો હતો અને મેં કસમ ખાધા હતા કે મારો જીવ મારી આબરૂ અને મારૂં સર્વ શરીર તમને ભેટ ચઢાવું છું. હું તમારી છું, તમારો છું. તમારા સિવાય કોઇની નહિં. તમો બાદશાહ હોવ તો પણ તમારી અને તમે ફકીર થઇ જાવ તો પણ તમારી છું. બાઝ-બહાદુર! તમો હાજર હોય કે છૂપા હોય, જ્યાં હોય ત્યાં સાંભળી લ્યો કે અદહમખાન મારી આબરૂ બગાડવા ચાહે છે. મને જાત જાતની લાલચો આપે છે, પરંતુ હું તમારાં બરબાદીના નીશાનીઓ દેખી રહીછું છતાં તમારા પ્રેમને દીલ રૂપી પેટીમાં છૂપા ભેદની માફક છૂપો રાખું છું. આજનો દિવસ મારા જીવનનો છેલ્લો દિવસ છે, અને આજની રાત જીવનની છેલ્લી રાત છે. હે કેરામીન કાતેબીન ફિરસ્તાઓ! શાક્ષી રહો! પ્રેમની દિવાની પ્રેમની ભૂખી અને પ્રેમની બંદી આ રૂપવંતી કે જેને બાઝબહાદુરના પ્રેમે હિંદુથા મુસલમાન અને સાધારણ ગાનારી-થી રાણી રૂપવંતી બનાવી દીધી હતી, તે છેલ્લી ઘડી સુધી બાઝ બહાદુરનો દમ ભરતી ચાલી જાય છે!!



મતલબકે રાત્રિ પોતાનો થોડોક પંથ કાપી ચૂકી હતી કે અહમદખાન રૂપવંતીના મકાનમાં દાખલ થયો. દાસીઓ ભોંય ખોતરતી બેઠી હતી તેમને પૂછ્યું કે રૂપવંતી ક્યાં છે? તેમણે એકે અવાજે કહ્યું કે રાણી સાહેબ પલંગ ઉપર આરામ કરે છે. એહમદખાન પલંગ તરફ દોડયો. શું જુએ છે? રૂપવંતી સફેદ ચાદરમાં શરીર છૂપાવી સુતેલી છે, પલંગ ઉપર ફુલહાર એટલા છે કે આખો રૂમ મહેક મહેક થઈ રહ્યો છે. ઉતાવળે ઉતાવળે કપડું મોં ઉપરથી હઠાવ્યું, દેખીને વિસ્મય થયો કે જે રૂપવંતીના પ્રેમઆકર્ષણમાં મહા પ્રયત્ન કરી રહ્યો છું તે ગળામાં હાર પહેરી હમેશની નિદ્રામાં ઉંઘી રહી છે.

દાસીઓને કારણ પૂછ્યું, તેમણે કહ્યુ કે આપના માણસો કાલે રાત્રે આવ્યા ત્યારથી રૂપવંતી પોતાના બાદશાહ અને ખાવીંદ બાઝ બહાદૂરને યાદ કરી ઘણું રડતી હતી. પોતાની આબરૂથી તદ્દન નિરાશ થઇ આપઘાત કરવા તૈયાર થઇ ગઇ. કપુર ખાધા પછી થોડુંક તેલ પી લીધું પછી હાલત બગડવા લાગી ત્યારે કપડું લઈ પલંગ ઉપર સુઇ ગઇ. અહમદખાન પોતાના કૃત્યથી ઘણો શરમીંદો થયો. સ્ત્રી જાતિની વફાદારીની દાદ આપવા લાગ્યો ઘણાં માન સાથે કફન દફન કર્યું. લાંબા સમય સુધી માળવાની પ્રજા રૂપવંતીના શિયળ અને વફાદારીનાં ગુણગાન કરતી રહી.

"મોઆસરે તૈમૂરીયા" ભાગ ૨ જો પૃ. ૪૫માં લખ્યું છે કેઃ— રૂપવંતીની પથારી પાસે એક કાચનું ગ્લાસ હતું તેની ઉપર એક લખેલો કાગળ હતો. ગ્લાસમાં થોડુંક પાણી હતું જેમાં ઝહેર મેળ-વેલું હતું. કાગળ રૂપવંતીએ પોતે લખ્યો હતો કે " આબરૂદાર

લોકો પોતાના શિયળવ્રત—પાકદામનીને બરબાદ કરતા નથી, ઇજ્જત ખાતર જીવ ઉપર ખેલે છે. હું મારા ધણીની આબરૂ જાળવવા મારૂં અમૂલ્ય જીવન ઘણી ખુશી સાથે બરબાદ કરૂં છું.

અદહમખાનના જુલ્મોથી મહાન અકબર ગુસ્સે ભરાયો. પાંચસો સવાર લઈ જે રસ્તો એક મહીનાનો હતો તે માત્ર આઠ દિવસમાં પૂરો કરી માળવા આવી પહોંચ્યો. બાદશાહની સવારીની ખબર અદહમખાનને પડતાં રસ્તામાં સામે જઇ બાદશાહને નમી પડયો, અકબર બાદશાહ ઘણો દયાળુ હતો, બનવા કાળ બની ગયું તેના પાછલા ગુન્હાની માફી આપી, પણ માળવાનું રાજ્ય પીર મહમદખાનને સોંપી બાદશાહ આગ્રા તરફ ચાલ્યો ગયો.*

---

* આ રાણીની હકીકત "બુતાને હરમ" પૃ. ૮૧ થી ૮૬ તથા "મોખદેરાતે તૈમૂરીયા" પૃષ્ટ ૪૪ થી ૪૬ માં છે.



# રાણી અમરાં બાઈ.

આજે જે પાલણપુર કહેવાય છે તે કોઇ વખત ઉપર જાલોર રાજ્યથી ઓળખાતું હતું. ઇ. સ. ૧૫૬૭ માં અહીંઆં મલેકખાન નામે બાદશાહ હતો તે વખતે સુલતાન મુઝફ્ફરનો વાવટો ગુજરાતમાં ફરકતો હતો, અને દિલ્હીમાં મહાન અકબર બાદશાહ હતો, જેની રાજ્ય કળાનો સૂર્ય મદયાનકાળે આવ્યો હતો.

જાલોરનો પહેલો હાકીમ ગીઝનીખાન તે મલેકખાનનો ભાઇ હતો, તેની જીંદગીના શરૂઆતના દિવસો બાબર બહાદુરની શરૂઆતની જીંદગીને મળતા હતા. તેની મદદમાં હજારો લોક ફરતા હતા.

જાલોરનું રાજ્ય મેળવવા તેણે હાથ બહુ પછાડયા છે. કોઇ વખત તો તેને સંતાવાને જગા પણ ન મળતી. અનેક વખત જાલોર તેના હાથમાં આવતું અને જતું. હી. ૯૭૫ માં જાલોર ઉપર એવો તો કબજો જમાવ્યો કે મરતા સુધી રાજ્ય ચલાવ્યું. આ રાજમાં બાડમીર નામે એક જાગીર હતી જ્યાં અર્જુનસીંગ ભીમદત્ત નામે રાઠોડ રાજા રાજ કરતો હતો. તેની કુંવરી જેમ રૂપ રૂપનો અંબાર હતી. તેમ લડાઇમાં પણ ભલા ભલા શૂરાઓને શરમાવે તેવી હતી. પૂર્ણિમાના ચંદ્ર જેવી કાંતિમાન કુંવરીને પોતાના મહેલનો શણગાર બનાવવા રાજાઓ અંદર અંદર લડવા તૈયાર રહેતા હતા. આ હુસ્નની દેવીના જોબનની ખબર મલેકખાન સુધી પહોંચી.

ન તન્હા ઇશ્ક અઝ દિદાર ખીઝદ
બસા કીં દવલત અઝ ગુફતાર ખીઝદ

**ભાવાર્થ:**—ઇશ્ક માત્ર દર્શનથીજ પેદા થતો નથી, ઘણો વખત વાણીના પ્રતાપે પણ પેદા થાય છે.

દીલ કાબુમાંથી ગયું પણ કુંવરી હિંદુ અને પોતે મુસલમાન! દેખતી રીતે આશા નિષ્ફળ જણાવા લાગી પણ અકબરશાહે રાઠોડો તથા બીજા રજપૂતોમાં લગ્ન બંધનથી જુદી જુદી કોમોમાં એકતાનું મંડાણ કરનાર રસ્તો ખુલ્લો કર્યો હતો. જેથી નિરાશામાં પણ આશાની ઝલક જણાતી હતી. મલેકખાન તરફથી કુંવરીના માગાનો પયગામ અર્જુનસીંગને મળતાં ભેજું ભમી ગયું. ક્રોધથી લાલચોળ થઇ ગયો. જરા વાંકું ચુંકું બોલવાની તૈયારીમાં હતો તેટલામાં પયગામ લાવનારો જે રજપૂત રાઠોડ હતો, તેણે રાજાને

ઠંડા પાડતાં કહ્યું કે આવા પ્રકારનાં લગનોમાં હવે શરમ નથી, બલ્કે તે હિંદુસ્તાનની બે મોટી સત્તામાં એક સંપીની સાચી નીશાની છે. દેશમાં શું થાય છે તે જુઓ! જેસલમેર અને જોધપુરના રાજાઓ કોણ છે? આજકાલ મહારાજા ગણાય છે તેમણે પણ અકબરશાહ સાથે પોતાની કુંવરીઓનાં લગ્ન કીધાં છે; માટે હે રાજાજી! આપ વિચાર કરો. છેવટે ઘણી રકજક થયા બાદ મલેકખાન અને અમરાં બાઇનું કીસ્મતે નકકી કરેલું જોડું પ્રેમ બંધનથી બંધાયું.

આ લગ્ન કઇ સાલમાં થયું તે સંબંધમાં ઇતિહાસ ચૂપ છે, પણ તારીખે પાલણપુરમાં ઇ૦ સ૦ ૧૬૩૫ના બનાવ સંબંધી લખતાં જણાવે છે કે ગીઝનીખાન અને તેના બે ભાઈ મીરખાન અને બહાદુરખાન ગુજરાતના સુલતાન સાથે લડતાં મરાયા અને મલેક-ખાન ઘાયલ થયો. વળી અહીંઆ એમ પણ લખ્યું છે કે મલેકખાન બરાબર તંદુરસ્ત થયો ત્યારે પોતાના કુટુંબ સાથે અમદાવાદ ચાલ્યો ગયો, જેથી માલમ પડે છે કે તેની શાદી થઇ તે બાદ ગયો જે હી. ૯૪૨ની આગળ પાછળ એકાદ વરસ હશે.

અમરાંબાઇની સ્વામિભકિતનાં વખાણ કરવાં જોઇએ, કારણ કે તે એક રાજકુંવરી તરીકે ઘણા લાડમાં ઉછરવા છતાં અમદાવાદમાં મલેકખાન ટુંક પગારે સિપાઇની નોકરી કરતો તો પણ અમરાંબાઇ આવી તંગીની હાલતમાં પોતાના ધણીને કોઇ વાતે દુભાવતી નહિ શાંતી રાખી આનંદી ચહેરે રહેતી હતી. આ સબરનો બદલો ખુદાએ તેને આપ્યો. મલેકખાન જાલોરની ગાદીએ આવ્યો અને અમરાંબાઇ જાલોરની રાણી કહેવાઇ.

તે સમયમાં ઇડરમાં રાવનારાયણ નામે એક રાજા હતો.

તેનો કુંવર ધર્મદેવ બાપથી બળવો કરી દેશમાં લુટફાટ કરતો હતો. રાવનારાયણે જાગીરનો વાયદો આપી મલેકખાનને ઇડર બોલાવ્યો. મલેકખાન પોતાની વહાલી રાણી અમરાંબાઇને એક ઘડી માટે જુદી કરી શકતો નહતો, જેથી રાણી સાથે લાવ લશકર લઈ ઇડર ગયો જ્યાં તે લાંબી મુદત રહયો હતો.

અહીંઆ એક બુઝુર્ગ હઝરત મલેકુલ્લાહદાદે મલેકખાનને અમરાંબાઇના પેટથી બે ફરજંદ પેદા થવાની વધાઇ સંભળાવી. ઈડરમાં અમરાંબાઇને ગીઝનીખાન અને ફીરોઝખાન નામે બે શાહઝાદા પેદા થયા. તે કરામતવાળા ફકીર સાહેબે પેદા થનાર શાહઝાદા જાલોરમાં હકુમત કરશે એવી પણ વધાઇ આપી હતી, જેથી મલેક-ખાન પોતાના બાલબચ્ચાં લઇ ફરી અમદાવાદ આવ્યો. કિસ્મતે ખેલ બતાવતાં બતાવતાં ઇ. ૧૫૫૩માં મલેકખાનને જાલોરનો હાકીમ બનાવ્યો, પણ ટુંક વખતમાં રાઠોડોના ત્રાસથી પોતાની સાસરી શામલીમાં રાણીને લઇ આશરો મેળવવા જવું પડયું. જાલોરથી કાઢનારા પણ રાઠોડો અને શામલીમાં રાખી આશરો આપનારા બલ્કે જાલોર જીતવામાં મદદ આપનારા પણ રાઠોડોજ હતા.

રાણી લડાઇમાં બાહોશ હતી. અનુમાન કરવામાં આવે છે કે પોતાનાં ધણીની સાથે લડાઇના મેદાનમાં ડાબે હાથે જરૂર ઉભી રહેતી હશે. જાલોર મેળવવાની મલેકખાનના દીલમાં ધગશ હતી તેને સાસરીઆ તથા રાણી તરફથી ટેકો મળતાં જાલોર ઉપર ચઢાઈ કરી. સાત દિવસ ઘેરો ઘાલી આઠમે દિવસે જીત મળી.

હજુ સુખના દિવસો ભોગવવાને વાર હતી. રાજા માલદેવનો કુંવર ચંદ્રસેને ( જે પોતાની બહેન જોધબાઈનું લગ્ન અકબર સાથે

થવા માટે નારાજ હતો અને તૈમુરી શાહઝાદાઓને અકબર વિરૂદ્ધ મદદ આપતો હતો તેણે મોહમ્મદ હુસયન મીરજા અને શરફુદ્દી મીરજા નામે બે તૈમુરી શાહઝાદાઓને જાલોર ઉપર ચઢાઇ કરવા ઉશ્કેર્યા. મલેકખાને ચઢાઈનો જવાબ લડાઈથી આપવા ધાર્યું પણ અમરાંબાઇએ કહ્યું કે આ બે તૈમુરી શાહઝાદા અકબરના સંબંધીઓ છે જેથી લડવું ઠીક નથી, જેથી ઈ. સ. ૧૫૫૯માં મલેકખાને વગર લડયે જાલોર છોડી દીધું. અમરાં બાઇને બાલ બચ્ચાં સાથે લઈ ફરી સાસરીમાં ગયો. મીરજાઓએ જાલોર ઉપર કબ્જો મેળવ્યા છતાં તેમને શાહી લશકર તરફથી હમેશાં ત્રાસ થતો હતો. ફરી ત્રીજી વખત જાલોર ઉપર ઇ. સ. ૧૫૬૭માં આવ્યો. અમરાં બાઇ સર્વગુણ સંપન્ન હતી, આનંદી અને ઉદાર સ્વભાવને લીધે પ્રજામાં લોકપ્રિય થઈ પડી હતી.

જાલોરનું મહારાણી પદ ભોગવ્યાને હજુ નવ વરસ થયાં કે દશમે વરશે તેનો ધણી આ દુન્યાથી ઉઠી ગયો. બાપના મરણ બાદ ગીઝનીખાન ગાદીએ આવ્યો. આ સમયમા ગુજરાતના સુલતાંનોનું જોર તૂટતું જતું હતું, દિલ્હીમાં અકબરશાહનું જોર વધતું જતું હતું. મીરજા અબ્દેરહીમ ખાનખાનાન અકબર તરફથી ચઢી આવ્યો. અનુભવી માએ ગીઝનીખાનને અકબરની અગાધ શકિતનો ખ્યાલ દેવડાવતાં કહ્યું કે મોગલોની તાબેદારી કર્યા સિવાય જાલોર સલામત રહેશે નહિ. દરબારના અમીરો મોગલોની તાબેદારી કબુલ કરવા ખુશ ન હતા જેનું પરિણામ એ આવ્યું કે નાની સરખી લડાઇ થતાં ચાંદીની બેડીઓ પહેરાવી ગીઝનીખાનને ખાનખાનાન દિલ્હી લઇ ગયો.

અમારાંબાઇએ એક નીમકહલાલ સરદાર કુરંગજી અણુજીને બીકાનેરના રાજા રાયસીંગ કે જે અકબરી દરબારના સરદાર હતા તથા અકબરના સાઢુ પણ થતા હતા, તેમની પાસે મોકલ્યો. કુરંગજીએ અમારાં બાઇએ આપેલો દુખની કહાણીનો કાગળ રાયસીંગને પહોંચાડયો. રાયસીંગે અકબરની માનીતી બેગમ જોધબાઇ મારફતે ગીઝનીખાનના છૂટકારાની પેરવી કરવા માંડી. આખરે પાંચ વરસ કેદ ભોગવી ગીઝનીખાન છૂટો થયો- બાદશાહને તેની મા તથા તેના વફાદારી ભરેલા વિચારોની જાણ થઇ તથા મુદ્દત સુધી તેની ચાલ-ચલગત જોવાનો વખત મળ્યો હતો, જેથી પોતાની બહેન બાનુ બેગમ નો નિકાહ ગીઝનીખાન સાથે કરી આપ્યો. જયારે જાલોર તરફ જવા લાગ્યો ત્યારે જાલોર ઉપરાંત પોતાની બહેનને કેટલાંક પરગણાં જહેઝમાં આપ્યાં ગીઝનીખાનને ખાન તથા દિવાનનો લકબ આપી લાહોરનો સુબો બનાવ્યો. ગીઝની અને લાહોર થઈ ગીઝનીખાન પોતાની બેગમને લઇ પૂર ભપકાથી જાલોર આવ્યો. તે વખતે અમરાંબાઈ જેવી એક વિધવાને પોતાના કેદમાં પડેલા પુત્રને અકબર બાદશાહનો બનેવી બનેલો જોઈ કેટલો આનંદ થતો હશે!! અમરાં બાઇ હરખથી પુત્રને ભેટી ખુદાનો શુકર માનવા લાગી.

ગીઝનીખાન બીજાપુરમાં બાદશાહ તરફથી મુખ્ય કારભારી તરીકે નીમાયો અને ત્યાંજ ઈ. સ. ૧૬૧૬ માં ગુજરી ગયો. લાશ જાલોરમાં લાવ્યા અને શાહી કબ્રસ્તાનમાં દફનાવી. અમરાંબાઇ કયારે વફાત પામી તે માલૂમ નથી, પણ ઐતિહાસિક પૂરાવો શાક્ષી આપી અનુમાન કરાવે છે કે " તેણે પોતાની મા અમરાંબાઇના નામથી એક બાગ અને એક વાવ તૈયાર કરાવ્યાં. વાવમાં હમેશાં પાણી

ભરપૂર રહેતું હતું. બાગમાં મુસાફરો માટે એક ધર્મશાળા બંધાવી હતી." આ ઉપરથી સાબીત થાય છે કે અમરાંબાઇ પોતાના પુત્રની હયાતીમાંજ વફાત પામી હતી. અમરાંબાઇ એક મુસલમાન નવ્વાબની ઓરત અને મરતા સુધી એક મુસલમાન નવ્વાબની મા તરીકે રહી હતી એટલે કે તે રાજરાણી અને રાજ માતા પણ કહેવાઇ, પણ તેના ધણિ અથવા તેના શાહઝાદાએ તેને ધર્મ બદલવા લાચાર કરી નથી. આ ઉપરથી સાબીત થાય છે કે તે છેવટ સુધી હિંદુ ધર્મ ઉપર રહી હતી.

ગીઝનીખાનને છોડવવા અકબરશાહની માનીતી બેગમ જોધબાઇએ અકબરશાહને સીફારસ કરી તો અકબરે પૂછ્યું કે તમોને તથા રાયસીંગને ગીજનીખાન સાથે શું સંબંધ છે? જોધબાઇ એ કહ્યું કે ગીજનીખાનની મા અમરાંબાઈ રાઠોડ છે, જે મારી સ્વજાતિ બહેન છે. હું અને રાયસીંગ ગીઝનીખાનને ભાણેજ કહીએ છીએ. આ ઉપરથી સાબીત થાય છે કે અમરાંબાઈ હિંદુ હતી. ×



# રાણી આનબાઈ.

જાલોરી પઠાણોના નસીબનો ચંદ્ર તે દીવાન પહાડખાન બીન ગીઝની ખાનની એશ આરામી જીંદગીને લીધે અસ્ત થવા લાગ્યો. ગીઝનીખાનનો ભાઇ ફીરોઝખાન (અમરાં બાઇનો બીજો કુંવર)

× જુઓ "બુતાને હરમ" પૃષ્ટ ૮૭ થી ૯૩.

પડતીના દીવસો આવતાં ગુજરાતમાં રહેતો હતો. તેના સાંભળવામાં આવ્યું કે જાલોરીઓનો અમુક જથ્થો કુરજા ગામમાં વતન કરી રહે છે, તો તે પણ ઇ. સ. ૧૬૧૯માં તેમના ભેગો મળી ગયો. પહાડની ખીણોમાં ફીરોજખાન પોતાના સાથીઓને લઇ ફરતો અને લુટમાર કરતાં જે કાંઇ હાથ લાગતું હતું તેથી તેની સ્થિતિ સુધરવા લાગી હતી.

ઇ. સ. ૧૬૨૮માં તેની પાસે કોઇ રાજ્ય ન હતું, પણ ધન દોલત એટલી બધી હતી કે પોતાના બેટા મુજાહીદખાનની શાદી પણ ઘણી ધામધુમથી કરી. આ લગ્ન તેણે ઠાકોર દતસીંહ પુંજાજીને ઘેર કર્યું હતું. તે જલોદાના જાડેજા કોમના એક આબરૂદાર રજપુત હતા. ઠાકોરની કુંવરી માનબાઇ ચંદ્ર સુરજ માફક હુસ્નમાં શોભીતી હતી. ફીરોજખાને સગપણની વાત કરવા એવા અનુભવી માણસો રોકયા હતા, કે આનાકાની વગર ઠાકોરે કુંવરીના લગ્ન કરવા ખુશી બતાવી. આ શાદીનું તારીખે પાલણપુર ઉપરથી થોડુંક વર્ણન જણાવવામાં આવે છે. " મુજાહીદખાનની શાદી સંવત ૧૬૮૪માં માનબાઇ જાડેજી સાથે થઇ. આ શાદીમાં એવા બહોળા હાથે ખરચ કરવામાં આવ્યો હતો કે તે વખતના જલસાની યાદી હજુ સુધી મશહુર છે.

મુજાહીદખાનને બીજી [illegible] હતી, પણ તારીખે પાલણપુરમાં જણાવ્યા મુજબ માનબાઇ ઉપર ઘણું હેત હતું. શાદી થયા બાદ માનબાઇ સાસરે આવી તો જહેજના બીજા માલ સાથે અચાનક નાગ માતા પણ સાથે આવી. વાત એમ બની કે જહેજનો માલ પેટી પેટારામાં ભરી ગાડામાં મુકવા માંડયો તો એક લોંડીએ ભુલ-

જુલમાં નાગમાતાના જુદા જુદા સ્વરૂપોની છબીઓવાળી પેટી પણ ગાડામાં મુકી દીધી. પાલણપુર પહોંચી સરસામાન તપાસવા માંડયો તો એક પેટીમાંથી આ છબીઓ પણ મળી આવી.

માનબાઈની સાસુ (મુજાહીદખાનની મા) ધીરાંબાઈ કે જે સાચુરાના સુરજમલ ચોહાણ રજપુત રાજાની કુંવરી હતી તે આ છબીઓ જોઇ ઘણી ખુશ થઇ. નવી વહુને કહેવા લાગી કે અમારાં ધનભાગ્ય કે માતાજી ખુશીથી અમારે ઘેર આવ્યાં. હવે તેમને પાછાં મોકલવાં વાજબી નથી. આજથી તેમનું સ્થાનક બનાવી અહીં રાખીશું. (તારીખે પાલણપુર પૃષ્ટ ૧૧૫)

માનબાઇ પણ મુસલમાન બાદશાહની ઓરત હોવા છતાં હિંદુ રાણી બનીને રહી હતી. પોતાના ધણીના ઇ. સ. ૧૬૩૮થી ૧૬૬૩ સુધીના અમલમાં હિંદુ ઘાટની ઘણી આલીશાન ઇમારતો બંધાવી તથા ઘણા હિંદુ સાધુ સંતોની સેવા કરી. તેના બાંધ કામમાં માન સરોવર નામે એક તલાવ હજુ મોજુદ છે. તલાવની પાસે એક બાગ તૈયાર કરાવ્યો હતો, જેને "નગીના વાડી" કહેવામાં આવતી હતી, જે હાલમાં નાબુદ થઇ ચુકી છે.*

# રાણી કુશળબા બારડજી.

પાલણપુરના પ્રખ્યાત હાકીમો પૈકી દિવાન બહાદુરખાન પણ ગણાય છે. તે સંવત ૧૧૫૭ ની શરૂઆતમાં ગાદીપર આવ્યો.

* જુઓ "મુતાને હરમ" પૃષ્ટ ૯૪ થી ૯૬,

આડત્રીસ વરસ અમલ કરી સં. ૧૮૩૮માં જ્યારે મોગલ સલ્તનતની કમજોરીથી સુબેદારો સ્વતંત્ર હાકીમ થતા તે અરસામાં ગુજરી ગયો.

બહાદુરખાને જુદા જુદા કુટુંબો અને જુદી જુદી કોમોમાં મળી બાર શાદીઓ કરી હતી, જેમા ૭ શાદી રજપૂતોમાં કરી હતી જે પૈકી કુશળબા બારડજીનું વર્ણન કરીએ છીએ. કુશળબા કિમાડણીજીનું વર્ણન આગળ આવી ચૂક્યું છે. આ બે રાણીઓ ઉપરાંત નીચે પ્રમાણે બીજી ચાર રાણીઓ હતી.

સરૂપબાઇ દેવડીજી ખુમાનસંગ દેવડા ઠાકોરની કુંવરી હતી. ઠાકોરને ખંભાતના કોળીઓ બરબાદ કરી રહ્યા હતા, તેથી પોતાની સુંદર કન્યા દિવાન બહાદુરખાનને આપી પોતાનો મદદગાર બનાવ્યો.

જાલોદ્રામાં કરશન ઠાકોરની કુંવરી અજબબાઇ રાઠોડીજી નામે હતી. સુખરાનબાઇ ગઢીયાનીજી તે ગઢવારાના ઠાકોર માનાજી ત્રીભાજી ચોહાણની કુંવરી હતી. ચેનબા બારડજી તે રાણી કુશળબા બારડજીના કાકાની કુંવરી હતી.

દાંતાના જમીનદાર રાણા કરણસીંગની જાગીર ઉપર સવદાસનાનો જાગીરદાર અમરસંગ કબ્જો કરી બેઠો હતો તેથી બીજીવાર તે બહાદુરખાનની મદદ માગવા ગયો. શરત કરવામાં આવી કે લશકરના ખરચ ઉપરાંત દાંતાના તમામ ગામોની ઉપજમાંથી એક રૂપીએ સાત આના આવક પાલણપુર સ્ટેટમાં આપવી તથા રાણીના વંશમાંથી કોઇ સુંદર કન્યા બાદશાહના નિકાહમાં આપવામાં આવે, ત્યાર બાદ સુલેહ ઉપર અમલ થાય. રાણાએ વિચાર કર્યા બાદ શરતો મંજુર કરી. (તારીખે પાલણપુર ભા. ૨જો પૃ-૩૬)

કોલકરાર ઉપર સહીઓ થઈ ગઈ, બહાદુરખાન ચઢાઈ કરવા પહેલાં શાદી કરવા વિશેષ જોર દેતો હતો કારણ કે તેણે સાંભળ્યું હતું, કે રાજ કુંવરી સ્વરૂપવાન છે. રાણો પણ મનમાં સમજી ગયો કે કુંવરી પરણાવ્યા સિવાય કામ બનવાનું નથી. ઘણા દબદબા સાથે આંબાના ઘટાદાર મેદાનમાં શાદીનો મંડપ બાંધી કુંવરીની શાદી કરી આપી. બહાદુરખાન ઘણા દિવસોસુધી આંબાના બાગમાં પોતાની સ્વરૂપવાન રાણી સાથે એશ આરામ ભોગવતો રહ્યો, પછી સવદાસનાના ઠાકોર અમરસંગ ઉપર ચઢાઈ કરી રાણા કરણસંગને દાંતા સોંપ્યું.

કુશળબાનો તેના બાપદાદાના લક્ષ્ય પ્રમાણે બારડજી લક્ષ્ય હતો. તે ઘણી ડાહી સદગુણી અને બાહોશ ઓરત હતી. બહાદુરખાન જેવા હઠીલા અને ક્રોધીલા બાદશાહનું દિલ આ ચતુર ચકોર રાણીએ પોતાના હુસ્નથીજ નહિ બલ્કે ચપળતા વડે જીત્યું હતું. રાણો કરણસંગ લશ્કરનો ખરચ બાદશાહને વસુલ કરી આપવામાં હમેશાં ઉદાસ રહેતો, તે ખર્ચ બાદશાહે રાણીની આદતોથી ખુશ થઇ સામટો માફ કરી દીધો.

બારડજીએ એક વખત હાસ્ય વિનોદમાં પોતાના ઉચ્ચ કુટુંબનું વર્ણન બાદશાહને આ શબ્દોમાં કહી સંભળાવ્યું કે "આપનાં સદ ભાગ્ય કે દાંતાના રાણાના ખાનદાનની રાજદુલારી આપનાં મહેલમાં આવી. આપને આવો અમુલ્ય લાભ અમારી કમનસીબીએ મળયો તેથી તમારે અભિમાન રાખવા જેવું છે. બહાદુરખાને કહ્યું કે શું રજપૂતોમાં તમારૂં ખાનદાન એટલું ઉચ્ચું છે કે મુસલમાનો સાથે સગપણ બાંધવામાં શરમ અને બેઆબરૂ સમજો છો!

બારડજીએ હસ્તે ચહેરે કહ્યું શું આ વાતમાં હજુ આપને શંકા છે ? બહાદુરખાન ઘણો હઠીલો હતો. જોશમાં આવી જઈ નિશ્ચય કર્યો કે જીંદગીનો છેલ્લો વખત પસાર થઇ રહ્યો છે, પણ આ જાલિમ અભિમાનનું માથું છુંદવા ખાતર ખાસ રાણાના ખાનદાનમાંથી એક કુંવરી પરણી લાવવી જોઇએ. બારડજીને રાજહઠની જાણ થતાં પોતાનાં નાઝ નખરાં, સ્નેહ સૌંદર્યનો વસીલો બનાવી ઘણી નમ્રતા પૂર્વક પોતાની ભુલની ક્ષમા ચાહી, પણ બહાદુર શાહે સાંભળ્યું નહિ. રાજા કરણસંગને ઘણી લાલચો આપી તેના ભાઈ ઉદેસંગ જાગીરદારની કુંવરી ચેનબા સાથે લગ્ન કર્યું આ કુંવરી ઘણી નાની હતી પણ બારડજીના મહેણા ખાતર આ પગલું ભર્યું હતું.

બારડજી રાણીને શરમ અને અફસોસ થવા ઉપરાંત તેના દીલને દુઃખ પહોંચ્યું, પણ બીચારી પસ્તાઇને બેસી રહી. બહાદુરખાંએ જખમ ઉપર મીઠું છાંટવા કહ્યુંકે લો ચેનબાનું રક્ષણ કરો. તમારા અભિમાની બોલો એ મારી પાસે એવું કામ કરાવ્યું કે મને ઘડપણમાં જરાએ છાજતું નથી. વળી એક બીલકુલ નાની કુંવરી હું શું કામ લાવું ? હવે તમો તમારી બહેનને સંભાળો અને તમારી કવમી ઇઝ્ઝત–ખાનદાનીનું રક્ષણ કરો.

આ શાદી પછી છ માસે બહાદુરખાને આ દુન્યાથી કુચ કરી. જવાનીના આલમમાં દાખલ થવાને હજુ થોડો સમય બાકી હતો કે ચેનબાને વિધવા બનાવી ચાલ્યો ગયો.

બારડજી રાણીએ ઘણી ગુજરતાં પોતાના સાવકા બેટા સલીમખાનના સમયમાં ઘણું પોલીટીકલ વર્તન રાખ્યું. સલીમખાનને બેગમો હતી અને મુસલમાન પણ હતી. જેમાં ચારને ઓલાદ

હતી જીવબાઇ જાડેજી (એક હિંદુ રજપુતાણી) નો શેરખાન નામે પાટવી શાહઝાદો હતો. બારડજી રાણી વખત ઓળખનારી હતી. તે જાણતી હતી કે સલીમખાન થોડા દિવસનો મહેમાન છે. પૌત્રોમાં શેરખાન હિમ્મતવાન અને હોશિયાર છે અને બાયઝીદખાન આઠ દશ વરસનો બાળક છે, તે હમેશાં સલીમખાનને શેરખાન વિરૂદ્ધ ઉશ્કેર્યા કરતી હતી. તેનો વિચાર હતો કે શેરખાનને ગાદીએ ન બેસાડતાં જો બાયઝીદખાનને ગાદી મળે તો હું તેની આડમાં રાજ્ય ચલાવ્યા કરૂં. એક વખત તો બાપ બેટાઓમાં એવો તો બગાડ કરાવ્યો કે શેરખાન બિચારો આમતેમ ભટકયા કર્યો. શેરખાનને દુઃખ દેવામાં કચાશ રાખી નહિ છતાં તે સબરથી સહન કરતો રહ્યો. બાપ સાથે વાતચીત કે સલામનો વ્યવહાર રહ્યો ન હતો પણ બાપ મરણ પથારીએ પડયાની ખબર જાણી મળવા ગયો. બાપ બેટા ગળે વળગી રડતા હતા અને સલીમખાન શેરખાનને પાટવી શાહઝાદો માની રાજ્યનો માલીક બનાવવાની ખુશ ખબરી આપી રહયો હતો તેવામાં બારડજી રાણી ત્યાં આવી પહોંચી. રાણી આવતાં બાપ બેટા ચૂપ થઈ ગયા. બારડજી રાણીએ જાણ્યું કે રાજગાદી શેરખાનને સોંપે છે તો તેણે કહ્યું કે નાના શાહઝાદાનો શું બદોબસ્ત કર્યો? શું તે બરાબરનો ભાગીદાર નથી! સલીમખાન પહેલાં તો શરમની ખાતર ન બોલ્યો પણ બારડજીએ જયારે વધુ પુછગાછ કરવા માંડી તો કહ્યું કે માતુશ્રી! સમય પ્રમાણે અનુસરવામાં અને રાજકીય કારોબારમાં તમો ન સમજી શકો. મેં અત્યાર સુધી શેરખાન સાથે જે અયોગ્ય વર્તન રાખ્યું હતું, તે ફકત તમારી અદબ માટેજ હતું. હવે હકદારનો હક મરાવી નાહક મારી ગરદન ઉપર અઝાબ ન નાખો.

થોડા સમય પછી સલીમખાન ગુજરી ગયો. હવે બારડજી છાની માની બેસી રહેશે એમ ધારવામાં આવતું હતું. પણ તે પોલીટીકલ રાણી એમ ક્યારે માને તેવી હતી? તેને તો બાયઝીદની આડમાં પોતે રાજ્ય કરવું હતું, જેથી પોતાના ઇરાદામાં પાર ઉતરવા પટાવત ઠાકોરને હાથ પર લઈ શેરખાનને ઝેર દેવાનાં કાવતરાં રચવા લાગી.

સલીમખાનના મરણ વખતે ખજાનાની કુંચીઓ બારડજી રાણી પાસે હતી. શેરખાને કુંચીઓની માગણી કરી તો કહેવડાવ્યું કે જ્યાં સુધી આપણા બે વચ્ચે રાજ્યના બંદોબસ્ત વિષે જરૂરી શરતો બાંધવામાં ન આવે ત્યાં સુધી હું કુંચીઓ આપીશ નહિ. છેવટે જ્યારે શેરખાને કત્લ કરવાની ધમકી આપી ત્યારે કુંચીઓ મોકલાવી. શેરખાને વિચાર્યું કે જ્યાં સુધી બાયઝીદખાનનો ફેંસલો કરવામાં ન આવે ત્યાં સુધી રાજ્યમાં શાંતિ થવી અશક્ય છે. બારડજીની તાકત તોડવા જે આગેવાન પટાવતો હતા તેમને કતલ કરવામાં આવ્યા. બાયઝીદ બીચારો બાર વરસની ઉમરનો હતો તે જીવ બચાવવા જ્યાં ત્યાં નાસી છૂટયો. પરંતુ એક નંબરદારને ત્યાંથી પકડાતાં સારા નસીબે ઉંચી પાયરીએ ચઢી ગએલા એક ઘાતકીએ તે બીચારાના મગજમાં ભાલો મારી મારી નાખ્યો.

હવે શેરખાન મરતાં સુધી વગર ચિંતાએ હી. ૧૨૦૭ સુધી રાજ્ય કરતો રહ્યો. આ બનાવ પછી પાલણપુરની તારીખમાં બારડજીનું નામ જણાતું નથી.



# અમીર બેગમ નીઝાંમી.

ઉચ્ચ રજપૂત ખાનદાનનાં છે. કાઠિયાવાડ તેમનું વતન છે- તેમનું બધું કુટુંબ હજુ સુધી હિંદુ ધર્મ ઉપર કાયમ છે, પણ તેમના હૃદયપટ ઉપર ઇસ્લામનું નુર ચમકયું છે, જેથી ઇસ્લામથી પાવન થયાં છે- કાઠિયાવાડના ઉચ્ચ હિંદુ ખાનદાનનાં છે, જેથી તેમનાં લગ્ન માંગરોલ સ્ટેટના નવ્વાબ હુસયનમીયાં સાહેબ સીદ્દીકીથી થયાં છે શાદી થયે લાંબો વખત ન થયો કે નવ્વાબ હુસયનમીયાં સાહેબની વફાત થતાં વિધવાપણાનો લીબાસ પહેરવો પડયો.

પાછલા સમયમાં મોગલોમાં અને પાલણપુરના ઝનાનખાનમાં હિંદુ બેગમો મુસલમાન રાણીઓ બની ખાસકરી ઇસ્લામ સ્વી કારતી હતી, પરંતુ ઇસ્લામી અરકાન અને ઇસ્લામી તરીકાઓમાં કાંઇ તેવી પાબંદ રહેતી ન હતી, બલ્કે પોતાના ખાવીંદોને અર્ધા હિંદુ બનાવી લેતી હતી, પરંતુ નવ્વાબ હુસયનમીયાં પોતે ઇસ્લામી અરકાનોના સખત પાબંદ હતા, જેથી તેમનાં હિંદુ બેગમ જેમનું ઇસ્લામી નામ અમીરબેગમ રાખવામાં આવ્યું હતું, તે પણ ઇસ્લામના એક નમુના રૂપ છે.

વિધવા થયા બાદ આ નેકનામ બેગમે મૌલાના ખ્વાજા હસન નિઝામી દેહલવી સાહેબના હાથ ઉપર બયત કરી લીધી, તે તેમના ઉપર પુરો અકીદો રાખનારાં છે, અને તેમના તબલીગી કામને બહુ પસંદ કરનારા છે.

બેગમ સાહેબ તહજ્જુદની નમાઝ પણ અદા કરેછે ઘણાં શિયળ વ્રત પાળનારાં છે, એવા ગુણવાળાં છે કે એવી નેક ઓરતો ચૌદમી સદીમાં ઘણી ઓછી હોય છે. તબલીગે ઈસ્લામનાં હીમાયતી છે અને તેમના આશરામાં સેંકડો ગરીબો અને યતિમોની જરૂરતો પુરી થાય છે.*



## તુલસ[illegible]માર્ગ

---

## સતી થવાનો બુરો રિવાજ.

---

(૧)

### મોતના પંજામાંથી બે વખત બચાવનાર અબ્બાસખાન.

ત્રણસો વર્ષ ઉપર મોગલ શહેનશાહતની એક લશ્કરી ટુકડી જપુસ્તાનના પ્રદેશમાં એવા વિચારથી પસાર થઇ રહી હતી કે મોગલ હેનશાહ અકબરના વિજયી લશ્કરને કે જે તે સમયે ગુજરાતમાં જયનો વાવટો ફરકાવતું હતું તેને જઈ મળે. જુદી જુદી જાતનો લશ્કરી શાક તીક્ષ્ણ (તેજદાર) શસ્ત્રો (હથીયારો), કમરમાં ઝુલતી તલવારો,

---

* દસાડા દરબારને ત્યાં રજપૂતાણી જાડેચી બાઇ હતાં જે ગામે વરસ ઉપર ગુજરી ગયાં છે વળી તે ઉપરાંત બજાણા દરબાર હેબના ઘરમાં (રજપૂતાણી) રાખેલી બાઈ હતાં તે પણ હાલમાં ગુજરી ગયાં છે. હાલના બજાણા દરબારના ઘરમાં પણ એક રજપુત ગમ છે.

ઉપરાંત બખ્તરથી સજ્જ થએલા અમલદારો શરીરે શોભતી ઢાલો ઉપર આથમતા સૂર્યનાં રતુમડાં કિરણો કુરબાન થઈ રહ્યાં હતાં. બહાદુરીથી લઢાઇનો પ્રેમ સૈનિકોની મુખાકૃતિ ઉપરથી ટપકી રહ્યો હતો. આખી ટુકડી લશ્કરી દમામના લિબાસથી સજ્જ હતી તે જોતાં જણાતું હતું કે ઘર છોડી આ સૈન્ય હજુ ઘણે દુર આવ્યુ નથી. વળી સૈન્યનો ઘણો ભાગ એવા બીન અનુભવી સિપાઇઓનો જણાતો હતો કે લડાઇનું મેદાન એ તેમને માટે અનુભવનુ પ્રથમ પગથીઉંજ હતું. આ ટુકડીનો રિસાલેદાર અબ્બાસખાન એક ઘરડા બાપનો એકનો એક નવ જવાન વારસ હતો, જે બાપના શિતળ છાંયડેથી લડાઇના મેદાનમાં પહેલીવાર આવ્યો હતો.

(૨)

અબ્બાસખાન લાંબા કદનો ખૂબસુરત નવજવાન હતો જેના ગુલાબી ગાલો તેની જવાનીની શાક્ષી આપી રહ્યા હતા. નવજવાન રિસાલદારના દિલમાં કોમળ ઉમંગોનું એવું તોફાન મચ્યું હતું કે જેનું દરેક મોજું (લહરી) જોશ આપતું હતું કે પોતાના બહાદુર શહેનશાહના લસ્કરમાં શુરાતન બતાવી મોટી પદ્દિ મેળવવી જોઇએ. નજીકમાં થોડાક માણસોનો જમાવ જણાતો હતો જેઓ એક નવજવાન રજપૂત સુંદરીને તેના બાળપતિ (નાની વયના ધણી) ના પિતાને ઘેર લઇ જતા હતા. બિચારી નવજવાન સુંદરીને પોતાની આખી જીંદગી જનાનખાનાની કેદમાં એકલી વિતાવવાની હતી. તેને એક પરદાવાળા માફામાં એવી રીતે નજરબંધ કરી હતી, કે રસ્તાની બંને બાજુનાં વૃક્ષો જોવાની પણ આ સુંદરીને મના હોય તથા બહારની ઠંડી હવાને અંદર દાખલ થવાની મના હોય તેમ જણાતુ

હતું. સુરજ આથમી ચૂકયો હતો. શેહિ.સુ નદિના કિનારે હિંદુઓના મસાણુ આગળ થઈ તે માફો પસાર થતો હતો કે અચાનક તેમની શાંતિમા ખલલ પડયું. અમુક હથિયારબંધ લુટારૂઓની ટોળીએ છાપો માર્યો. માફાના રક્ષક રજપૂતો ઘણા સહેલાઇથી લુટારૂઓના કબ્જામાં આવી ગયા. પરદાને ચીરી નજરબંદ કરેલી સુંદરીને ખુલ્લા આસમાન નીચે તાજી હવામાં મૂકી.*

(૩)

નાદાન તુલસીબાઈ એકી નજરે તેમના ડરામણા ચહેરાઓ તરફ જોવા લાગી. માબાપની ગોદમાં પ્યારથી ઉછરેલી પંદર વરસની જુવાન સુંદરી કે જેને ગુસ્સાની નજરે કદીએ જોવામાં નહિ આવેલી, તેનું લુટારૂઓના પંજામાં આ પ્રમાણે અચાનક સપડાવું એ પૂરી આફત હતી. બચપણની નિર્દોષ ભોળી વાતો મુજબ આ ઝાલીમોને તે ખુન ખ્વાર દેવ સમજતી હતી. જો ખુબસુરતી અને કોમળતા ઉપર આ નિર્દયોને દયા આવતી હોત તો તેમના દિલમાં દયા પેદા કરવાને સુંદરીનું હુસ્ન પૂરતું હતું, પણ પત્થર દિલના ઝાલીમોને સુંદરીની કોમળતાએ જરાપણ અસર ન કીધી. ગુસ્સાના આવેશમાં આવી અમુલ્ય મોતી અને કીમતી ઘરેણાંનો શણગાર ઉતારી આપવાને તાકીદે હુકમ કર્યો. આંગળીઓ થરથરી ઉઠી હતી, સુંદરીના મોઢા ઉપર ફિક્કાશ આવી ગઇ હતી, મોતીનો હાર, સોનામણી નથની, હીરાનો ગલુબંદ. નીલમને ફીરોજાની પહોંચીઓ તથા બાજુબંધ વગેરે શણગાર ભયભિત તુલસીબાઇ પોતાની મેળે ઉતારી શકી નહિ.

---

*જુઓ "નયરંગે ખ્યાલ" (લાહાર) ઇ. સ. ૧૯૨૪ માહે નવેમ્બર લેખક-તાલીબઅલી સાહેબ અલ્હાબાદી.

(૪)

આ ઝાલીમોના ખરબચડા હાથ ફકત ઘરેણાં ઉતારી લે તેટલુંજ નહિ, પણ તેના લગ્નની યાદિ તાજી કરનાર ભર ગચ્છીનો સુંદર પોશાક પણ ઉતારી લેવાને વાર ન હતી. તેટલામાં અચાનક આ નિરાધાર સુંદરીને બચાવનાર અબ્બાસખાન સિપાઇઓ સાથે આવી પહોંચ્યો. હવે લુટારૂઓની શું તાકાત હતી કે મુકાબલો કરી શકે. જીવ લઈ જ્યાં નસાય ત્યાં નાઠા. વીસ ઘોડે સ્વાર સિપાઇઓ તેમની પાછળ દોડી ગયા. તુલસીબાઇ મરમરની મૂર્તિ સમાન ગાભરી બની સડક થઇ ગઈ હતી. ઘણી મુસ્કેલીએ તેને માલુમ પડ્યું કે હું મુસીબતમાંથી બચી છું. જુલ્મના પંજામાંથી છોડાવનાર નવજવાન જેવો તેની તરફ વધ્યો કે ડરથી સફેદ થઇ જતા ગાલોમાં હુસ્નની સુરખીનો રતાશ પડતો સુંદર છંટકાવ પ્રસરતાં તે ડોલવા લાગી. તેને પૂરી ખાતરી થઈ કે જો લુટારા રાક્ષસ હતા તો આ નવજવાન અવતારી પુરૂષ છે. જો તે દેવ હતા તો આ દેવતા છે: જો તે ભૂત પ્રેત હતા તો આ પરદુઃખ ભંજન દૈવી પુરૂષ છે. મરદાઈના હુસ્નમાં આ નવજવાન જેવી આકૃતી સુંદરીએ પહેલાં દીઠી નહતી. તેની બખ્તરથી સજ્જ થએલી કમર નીચી નજરે દયામણે ચહેરે તે વળી વળીને જોવા લાગી. તુલસીબાઇ જેવી મોહીની સુરત કે જેની ચળકતી મસ્ત આંખો આનંદસાગરમાં નાચ કરતી હતી તેવી સ્ત્રી અબ્બાસખાંએ દીઠી ન હતી. ખરેખર રિસાલેદારને આ આકર્ષણ પહેલીજ નજરે શિકાર કરનારૂં હતું.

(૫)

" હું તેણીને મારા બાપના મહેલમાં અથવા જંગલના કોઇ

શાન્ત બાગમાં લઇ જઇશ. અને ત્યાં દુન્યાથી નચીંત બની આનંદથી મહોબ્બતની ઘડીઓ વિતાવીશું" એવા ખ્યાલમાં હતો કે અચાનક પોતાના માલીક શહેનશાહ અકબરને ખીદમતનો ખ્યાલ પેદા થયો. સિપાઈ તરીકેની પોતાની ફર્જીતનું ભાન વીજળી વેગે દિલમાં જાગૃત થયું. તે ઉપરાંત આવી નિરાધાર કોમળ સુંદરીની આઝાદી ઉપર તડપ મારી ફાયદો ઉઠાવવો એ શુરવીરતા નથી, એવી લાગણી પેદા થઈ. તુલસીબાઈના માફાના રજપૂત રક્ષકો જે લુટારાના જુલ્મથી ઘાયલ થયા હતા તે ચેનવળતાં ફરિયાદી તરીકે આવી સામે ઉભા. અબ્બાસખાનના દિલ ઉપર ફરી પ્રેમનો કારી ઘા થયો. સુંદરીની જુદાઇ દિલને કોતરવા લાગી, પરંતુ ઇમાનનો જોરા, ખુદાનો ખોફ, કયામતનો ડર, ઇસ્લામની ઉદારતા વગેરે નજર સામે તરી આવતાં તુલસીબાઇને તેના સસરાના ઘર સુધી પહોંચાડી આવવા તૈયાર થયો. સુંદરીને માફામાં બેસાડતાં અબ્બાસના નાજુક હાથો પ્યારા અંદાજથી સહારો આપી રહ્યા હતા. સુંદરીના શરીરને પ્રથમ સ્પર્શ કરતાં ઘરેણાંનો ઝણકાર, તથા ખુદાદાદ હુસ્નમાંથી નીકળતા કોમળ કિરણોએ અબ્બાસના દિલમાં નવીન પ્રકારનું તોફાન મચાવ્યુ હતું.

(૬)

સુંદરીના સસરાનું ઘર હવે થોડાક કદમ ઉપર દેખાતું હતું. ઘોડેસ્વાર થઇ અબ્બાસખાન માફાની પાસે પાસે ચાલતાં ઊંડા વિચારમાં ગોથાં ખાતો હતો. તે સુંદરીને દેખી શકતો ન હતો, પણ તુલસીબાઇ તેને દેખી શકતી હતી. ઘડીઘડી વારે પરદાને જરા હટાવી તીરછી નિગાહે નવજવાન તરફ જોતી રેહતી. દરેક નિગાહ તેના દિલમાં પ્રેમની લહરી પેદા કરતી. અબ્બાસખાનને વિખુટા પડવાનો રસ્તો

આવ્યો. માફો સસરાના ઘર તરફ વળ્યો. અબ્બાસખાન "ખુદા હાફીઝ" કહે છે પણ અવાજ થરથરાઇ જાય છે. ધાર્મિક બંધન તોડી, શરમ તોડીને તુલસીબાઇ પરદો તદ્દન હઠાવી દે છે. રિસાલેદાર અબ્બાસનો હાથ પકડે છે' અબ્બાસનો હાથ કમજોર થએલો જણાય છે, ધીમેથી પોતાના જીવનદાતાની આંગળીએ તુલસીબાઇ પોતાની આંગળીઓથી હીરાની વીંટી કાઢી પહેરાવે છે. બન્નેની આંખોમાં મહોબ્બતની ઝલક પેદા થાય છે, ઘણીવાર સુધી એક બીજા તરફ જુએ છે, પછી જીંદગી રૂપી સમુદ્રના બે મોટા કિનારા ઉપર એક બીજાથી ઉલટી દીશામાં ચાલ્યા જાય છે. અબ્બાસખાન લડાઇના મેદાન તરફ અને સુંદરી પોતાના બાપની મરજી મુજબ ઠરાવેલી જગ્યાએ જઇ પહોંચે છે. ત્યાં બિચારીને બોલીઓ વેઠવી પડશે, રૂહાની દુઃખો ઉઠાવવાં પડશે વગેરે વગેરે અનેક દુઃખો પડવા છતાં દિલરૂપી આયના ઉપરથી પોતાના જીવનદાતા રિસાલેદારની તસ્વીર તે કદી દુર કરી શકનાર નથી! ભલે તે હિંદુ ઘરમાં રાજવૈભવ ભોગવે, નસીબદાર થઇ આનંદનાં સાધનો મેળવી શકે, પરંતુ તે આ પરદેશી પુરૂષની યાદિને વીસરનાર નથી.*

---

*આ સિવાય એક બીજી તુલસીબાઇની હકીકત "મોખદ્દેરાતે તૈમુરીઆ" ભા. ૧લામાં પૃ–૭૨થી૭૬ સુધી છે. આ બાઇ બુરહાનપુરના મરાઠા રાજાની સ્ત્રી હતી. તે બણી બહાદુરીથી લડી હતી. શાહઆલમ બહાદુરશાહના લશકરે તેને જીવતી કેદ પકડી હતી. તેણે ઇસ્લામ કબુલ કર્યો કે કેમ તે જણાવ્યું નથી જેથી આ પુસ્તકમાં ઇસ્લામી વર્તુળમાં તેની ગણના કરવા અમો સાહસ કરતા નથી.

(૭)

પુરા બાર માસ પછી અબ્બાસખાન રોહિણિ નદિનો કિનારો પસાર કરી કરી રહ્યો હતો. તેના શરીર ઉપર રૂઝાએલા ઘાની નિશાનીઓ સાક્ષી આપે છે કે ખુન ખ્વાર લડાઇમાં ફતેહ મેળવી હવે પોતાના બાપની મુલાકાતે મકાન તરફ જઈ રહ્યો છે. રોહિણિ નદિ પસાર કરતાં એક વરસ ઉપર આ જગ્યાએ એક સુંદરીને આફતમાંથી બચાવવાનો ખ્યાલ આવે છે! મહા દુઃખો વેઠી બહાદુરીથી લડાઇમાં મેળવેલી ઇજ્જતને તે સુંદરીના વિચારો તુચ્છ કરી નાખે છે. તુલસી-બાઈની આકૃતિ રોહિણિ નદિના વાંકા ચુકા પ્રવાહોમાં પ્રવાસ કરતી નિહાળે છે, તેવામાં એક ભયાનક ચિતાર તેની નજરે પડે છે. નદિને કિનારે મસાણ તરફ આવતી એક હિંદુ લાશ જણાય છે. મુર્દા પાછળ માણસોનો જબરો જમાવ છે. લાશ નાની જણાય છે. એક કીંમતી કપડું ઉપર નાખ્યું છે, પણ઼ગો શબ ઉપર ઓવારાય છે, ઠાઠડી પાસે એક માણસ આગ લઇને ચાલે છે. બે ઘોડાઓ છે, એક ઉપર કાળા રંગનો વાવટો છે અને બીજા ઉપર નગારાં છે. આ ઉપરથી જણાય છે કે કોઇ ખાનદાની કુટુંબના એકનાએક પુત્રની આ લાશ હશે. આ બધો જમાવ મસાણે પહોંચે છે. સતી થવાની ધાર્મિક ક્રીયાની તૈયારી થઇ રહી છે. લાશની ઠાઠડી પાસે એક ભરજુવાનીમાં પ્રવેશ કરતી અબળા સફેદ કપડામાં ઉભી છે જે આ બાળક મુર્દાની અમુક મુદત સ્ત્રી બની સળગતા ચિતામાં મુર્દા સાથે બળીને ભષ્મ થવા—જબરાઇથી—સતી થવાને જીંદગીની છેલ્લી ઘડીઓ વિતાવી રહી છે!

(૮)

મોગલ શહેનશાહ અકબરનું ફરમાન હતું કે "કોઇ સ્ત્રીને મરજી વિરૂદ્ધ તેનાં ધણી સાથે બાળી મૂકી સતી ન કરવી." અબ્બાસખાંને ધાર્યું કે વખતે અહીંઆં જબરાઇથી કોઈ સ્ત્રીને સતી કરવામાં આવતી હોય તો બાદશાહ સલામતના ફરમાનનું અપમાન ન થાય તે માટે ત્યાં જઈ તપાસ કરવી જોઇએ. ઘોડો દોડાવી ચિતા પાસે ગયો. બ્રાહ્મણો આ સવારને જોઈ ગાભરા બની ગયા. અબ્બાસખાનના દિલ ઉપર ખુશાલીને ગમી એક સાથે છવાઇ ગઇ! આજથી બાર માસ ઉપર જે સ્ત્રીને રોહિણિ નદિના ઘાટ ઉપર ઝાલીમોના પંજામાંથી બચાવી હતી તેજ આ સ્ત્રી છે! તુલસીબાઇનો ધણી દશ અગીઆર વરસનો નાનો છોકરો હતો. લાંબા સમયના તાવની બિમારી એ તેના મોતના કારણ રૂપ હતી. બિચારી તુલસી બાઇ સતી ન થાય છતાં પણ વિધવા થયા પછી બીજો ધણી થાય તેમ ન હતું. આખી જીંદગી શોકમાં ગાળવાની હતી! શણુગાર કે કોઈ વૈભવો તેનાથી ભોગવાય નહિ તેવું ધર્મ બંધન હતું! તે ઉપરાંત બ્રાહ્મણો તથા સાસરીઆનાં મહેણાં કાયમ રહેવાનાં હતાં કે આ શંખણીના પાપે છોકરાનું મોત થયું! આવા કારણોથી જીંદગીથી નાઉમેદ થઇ વખતે તુલસીબાઇ બળી મરવાને તૈયાર થઈ હશે એમ અબ્બાસખાન વિચારવા લાગ્યો.

(૯)

સતી થતી વખતે તેને સોળે શણુગાર સજાવવામાં આવ્યા હતા! બળી ભષ્મ થઇ જતાં તે હાજર રહેલા બ્રાહ્મણોને દાન પેટે

આપી દેવાનો રિવાજ હતો, જેથી બ્રાહ્મણો આતુર હતા કે ક્યારે સતીની ભષ્મમાંથી ઘરેણા વીણી લઇએ, તેની રાહ જોતાં તલપી રહ્યા હતા !

તુલસીબાઇએ ઘોડેસ્વાર અબ્બાસખાનને આવતાં જોયો ! તેના મૃત શરીરમાં ફરી તાજું લોહી વહેવા લાગ્યું ! જીવનની આશા બંધાઇ ! બંનેની ચાર આંખો થઇ ! નિરાધાર અબળા દયાની માગણી કરતી હોય તેમ અબ્બાસખાનને જણાયું. તેણે વિચાર્યું કે ઉછરતી આશાઓમાં આ સુંદરીને આગની ભેટ થવા દેવી એ શુરવીરતા નથી. તથા દેખીતી આંખે શહેનશાહના હુકમનું અપમાન થવા દેવું એ એક સાચા સિપાઇની જવાંમર્દિનું કામ નથી. તેણે બ્રાહ્મણોના આગેવાન સામે ઘોડો લઈ જઇ કહ્યું કે "તમો જાણો છો કે કોઇ સ્ત્રીને તેની મરજી સિવાય સતી કરવી એ શહેનશાહતનો એક ગુન્હો છે. બ્રાહ્મણોના આગેવાને કહ્યું "તમે જાતે પુછી જુઓ. તેણે પોતાના ધણીના શબ સાથે વ્હાલી સ્ત્રી તરીકે સતી થવાને પોતે ખુશી બતાવી છે !

(૧૦)

અબ્બાસખાન બીજી તરફ ઘોડો ફેરવી કહેવા લાગ્યો કે "તમો ખુબ યાદ રાખો કે મહાન શહેનશાહ અકબરે પોતાની મરજી સિવાય કોઇ સ્ત્રીને સતી બનાવવાને મનાઇની સખત તાકીદ આપી છે. હવે તમો મને ખુલ્લા શબ્દોમાં કહીદો કે શું તમો તમારી મરજી મુજબ ભરજવાનીને આ તમારી ઉછળતી આગમાં ફેંકી દેવા તૈયાર છો ?

મારા માલિક ! તમે મને એક વાર મોતના પંજામાંથી ઉગારી છે. જો બની શકે તો આ ઝાલીમોના પંજામાંથી ફરી બચાવો ! પણ તે બને તેમ નથી. આ ઝાલીમો મારા મોતના ભૂખ્યા છે, જો તમે નહીં માનો તો ઓ મારા પ્રાણાધાર ! મારી સામે તમને કત...કત...કતલ કરી નાખશે.

તુલસીબાઇના આ શબ્દો સાંભળી બ્રાહ્મણો ગભરાયા. શિકાર હાથથી જશે, એમ ધારી સઘળા ઘોંઘાટ કરી કહેવા લાગ્યા કે "તે ઘણી દીલેરીથી જીવ આપવાને આવી હતી, હવે છેલ્લી ઘડીના તેના શબ્દો ઉપર કાંઇ ધ્યાન આપવામાં આવે નહિ !" આ પ્રમાણે બૂમો પાડતા ચિતામાંથી લાકડાં લઇ કહેવા લાગ્યા કે જો તમો અમારા કામમાં અડચણ નાખશો તો પરિણામ માઠું આવશે.

અબ્બાસખાન ઘોડા ઉપર ટટાર થયો. પાછે પગે ધીમે ધીમે ઘોડાને તુલસીબાઇ સુધી હઠાવી પ્યારા અંદાજથી તેણીને કાનમાં કહ્યું "જો હું નીચે ઉતરીશ તો આપણા બંનેના જાન જોખમમાં છે. રિકાબમાં મજબુતાઇથી પગ મુકી મારો જમણો હાથ પકડો. આંખ મીંચતાં હું તમને અહીંથી લઈ ઉડું છું ! મસાણમાંથી નીકળ્યા બાદ બનવા કાળ બન્યે જશે." બહાદુર રજપુત સ્ત્રી પોતાના જીવનદાતાના હાથનો સહારો લઇ છલંગ મારી પાછળ બેસી ગઈ. ઘોડાની લગામ દબાવી ભયંકર મસાણમાંથી અબ્બાસખાન બચ્યો. પણ રસ્તે જનાર બે રજપુતો આ બનાવ જોઇ રહયા હતા. તેઓ વેરો વાલવા આગળ ધસ્યા. તુલસીબાઇને કહ્યું કે તલવાર પકડવાનો મારો જમણો હાથ તમો છોડી દઇ બંને હાથ કમરમાં નાખી વળગી રહો. જમણા હાથ

તરફનો રજપુત કદાવર હતો. તેની તલવારનો ઘા માથાપર પડયો. બીજાનો ઘા ખભા ઉપર પડયો પણ આ સિંહ સમાન શુરા મોગલ સિપાઇને તે રોકવાને અશકત નિવડયા. અબ્બાસે ડાબા હાથવાળાને એવો કારી ઘા કર્યો કે તલવાર માથાથી પેટ સુધી ઉતરી ગઇ. જમણી તરફ઼ ઘોડે સવાર હતો તેના ઘોડાને એવી ચોટ લાગી કે ઘોડા સાથે સવાર જમીન પર પડયો.

(૧૧)

થોડીવારમાં અબ્બાસ પોતાના મહેલમાં પહોંચ્યો. તુલસી–બાઇના પિતાને ખબર પડી! તે પોતાની એકની એક પુત્રી ઉપર જાનો દીલથી ફિદા હતો. વિધવા થઇ બળી મરવા કાંતો આખી જીંદગી શોકમાં વીતાવવાના ખોટા રિવાજથી પોતાની દીકરી બચી ગઇ તે જાણી ખુશ થયો. શહેનશાહ અકબરના દિલમાં લશકરી ખીદમતે અબ્બાસખાનને જગા અપાવી હતી, તેમાં વળી એક લાચાર હીંદુ સ્ત્રીને મરજી વિરૂદ્ધ સતી થતાં જાણી શાહી ફરમાનનો ટેક જાળવી બુરા રિવાજને નાબુદ કરવામાં જીંદગીનું સાહસ ખેડવાના બનાવથી અબ્બાસખાન ઉપર શહેનશાહ ઘણો ફિદા થયો. પાછલી ખીદ-મત ધ્યાનમાં લઇ અબ્બાસખાનને લશકરનો સેનાપતિ બનાવ્યો. મોગલ શહેનશાહના સેનાપતિ અબ્બાસખાનના મહેલમાં તુલસીબાઇ અબ્બાસ-બેગમ બની આનંદી જીવન ગુજારવા લાગી!



# દવલતની ભુખી તારા* અને પ્રેમની ભુખી સુશીલા.



એક સુંદરી કે જેનું યૌવન મદથી છલકાતું હતું, આંસુ રૂપી મોતી ગોરા ઘઉં વર્ણા ગાલો ઉપર એક પછી એક વહેતાં હતાં, તેણે એક નિસાસો નાખી દિવાસળીની પેટીમાંથી એક સળી કાઢી સળગાવી. દિવાસળીનો આસમાની રંગ બદલાઇ લાલ રંગ થતાં સુધી સળગતી પકડી, છેવટ ધીમે રહી ઓરડામાંની બત્તી સળગાવી. બત્તીના ધુમાડાથી આખો ઓરડો ભરાઇ ગયો.

જુની ઢબ છબનો પણ સફાઇબંધ થોડોક સામન પડયો હતો. એક તરફ ત્રિકોણાકાર ટેબલ ઉપર કેટલીક ચોપડીઓ પડી હતી. ઓરડાના મધ્ય ભાગમાં એક અશકત માનવી ચાદરમાં લપેટાઇ સુતેલ હતો. સળગતી બત્તીનો મધ્યમ પ્રકાશ દરેક વસ્તુની મૂળસ્થિતિનું ભાન કરાવતો હતો. બત્તીનો પ્રકાશ આ નવોઢા સુંદરીને જણાવતો હતો, કે તેનો વૃદ્ધ બાપ ફકત હાડકાની માળા રૂપે છે. બત્તીની રોશનીમાં આ સુંદરી પોતાના બાપના ફિકા અને દુબળા પાતળા ચહેરાનું ધ્યાનપૂર્વક અવલોકન કરી રહી હતી અને બિમારની નિરાશાજનક સ્થિતિ નિહાળી આંખોથી આંસુ ટપકાવતી હતી.

---

* આ લખાણ સં. ૧૯૨૫ માહે જુનના "નયરંગ ખ્યાલ" (લાહોર) ઉપરથી લેવામાં આવ્યું છે.

એક વૃદ્ધ સ્ત્રી ધીમે પગલે ઓરડામાં દાખલ થઇ અને ભાવ યુક્ત અંદાજથી માથુ હલાવ્યું. તેણીની અનુભવી આંખોએ અનેક ફાની હસ્તીઓનું અંજામ નીહાળ્યું હતું જેથી તે એકદમ સમજી ગઈ કે આ સુંદરીનો બાપ જીંદગીનો છેલ્લો વખત પસાર કરી રહ્યો છે.

બિમારે પોતાના સુકા હોઠો પર બે ત્રણ વાર જીભ ફેરવી અને મંદ સ્વરે "પાણી પાણી" નો પોકાર કીધો. વૃદ્ધ ડોસી પાણીનું જામ ભરી લાવી. સુંદરીએ પોતાના પીતાને હાથને ટેકે બેઠો કર્યો પણ બેસી શકયો નહિ. ડોસી પાછળ બેઠી અને પુત્રીએ પીતાના હોઠે પાણીનું જામ લગાવી આપ્યું.

બેચાર ઘુંટ પીધા પછી બિમારની આંખો સતેજ થઈ, નિરાશાયુક્ત નિગાહથી પુત્રી તરફ જોયું.

બિમાર—સુશીલા! વહાલી પુત્રી શોશીલા! ગભરા નહી. રડવું કકળવું વ્યર્થ છે, આ સંસારમા દરેક પ્રાણી મરવા માટે સરજાયું છે. મને જ્યોતિષ વિદ્યા (મારૂં કર્મફળ) શાક્ષી આપે છે કે મારો અંતકાળ નજીક છે, મારી પાછળ દુનયામાં તું એક નિરાધાર છે! તારી માતાના સ્વર્ગવાસને આજે પુંરાં ત્રણ સાલ વીત્યાં છે. આજ મારો છેલ્લો દિવસ છે! મારી પાછળ તારો મદદગાર ઇશ્વર સિવાય અન્ય કોઈ નથી!

"પાણી, પાણી" બિમારે ફરી પાણી માગ્યું. તેનું ગળું સુકાતું હતું. ડોસીએ થોડુંક પાણી જલ્દી જલ્દી પીવાડી આપ્યું. કેમકે તે સમજતી હતી કે આ ઘડીઓ ઘણી કીંમતી છે, બિમારે વાત ચાલુ રાખતાં કહ્યું કે:—

"તારૂં કર્મફળ—જ્યોતિષ મેં ઘણાં વિચારપૂર્વક તૈયાર કીધું હતું. તારા ભાઇનું કર્મફળ અક્ષરે અક્ષર સત્ય પડ્યું. આ કારણથીજ રાજા અને નવ્વાબો મને મેં માગ્યું ઇનામ આપતા હતા.

બિમાર થોડી મીનીટ માટે ફરી ચૂપ થયો.

સુશીલાની આંખો આંસુનો વરસાદ વરસાવતી હતી! પિતાનો એક હાથ પોતાના હાથમાં પકડી સર્વવાત ધ્યાનપૂર્વક નીચી દ્રષ્ટિએ સાંભળતી હતી.+

ફરી તેનો બાપ બોલ્યો.

તું ઘણી સદ્‌ભાગી છે. તારા કિસ્મતમાં ધન, કીર્તિ અને આરામ લખ્યાં છે, પણ તારા ઉપર ત્રણ વર્ષ ઘણાં ભારે છે! દુઃખ આવશે અને અંતે તારા દીલનું સુખ તને પ્રાપ્ત થશે. પરંતુ આ સુખ તને એક ભયંકર જંગલમાં મળશે કે જ્યાં ગાઉના ગાઉ સુધી માણસનું નામ પણ નહિ હશે! અને પછી...

બિમારના અશક્ત શરીરમાં જે કાંઇ બચી ઘટેલી શક્તિ હતી

---

+ આ સિવાય એક બીજી તારાબાઇની હકીકત "મોખદ્દેરાતે તૈમૂરીયા" ભાગ ૧લો પૃષ્ટ ૬૨ થી ૭૨ સુધી છે. આ રાણી રામ રાજાની માનીતી રાણી હતા. આલમગીરના લશ્કર સામે ઘણી બહાદુરીથી લડી છે. શાહઆલમ બહાદુરના સમયમાં તે મરાઠાઓના આશરા તળે જતી રહી હતી, ત્યાર બાદ તેના જીવનનો કાંઇ ઉલ્લેખ ઇતિહાસમાં કરવામાં આવ્યો નથી. આથી ફરી તે ઇસ્લામી વર્તુળમાં આવી છે કે નહિ તેનો સચોટ પુરાવો ન મળવાથી અત્રે તે તારાબાઇને સ્થાન આપવાનું સાહસ કરવામાં આવ્યું.

તે એકત્ર થઇ તેની આંખોમાં સમેટાઇ આવી અને પછી..."જયપારીનું તખ્ત..........!"

"જયપારી તખ્ત" આ શબ્દોની ભ્રમણામાં સુશીલા પણ ગુંચવાઇ. જયપારી રાજ્યનો નામાંકિત નજુમી–જ્યોતિષવેત્તાની જીંદગીનો ચીરાગ આ છેવટની લપકમાં હમેશને માટે ઝાંખો થઈ ગયો! ડોસી પાછી ખસી ઉભી રહી. સુશીલા હાથ લંબાવી આગળ વધી અને ડોસાના વૃદ્ધ શિતળ શરીરને બંને હાથે પકડી ઢળી પડી!

મોત બુરી આફત છે. મનુષ્યના પીંજરા રૂપી દેહમાંથી આત્મા ઉડી જતાં જે વસ્તુ સાથે સગાં સહોદર હસતાં મળતાં હતાં તેને એક ચાદરમાં લપેટી નાખે છે અને તેને હાથ લગાવવાની પણ કોઈ હિંમત કરતું નથી! લોકો તેનાથી ડરે છે, અને તેને પરાયું સમજે છે! શાહી નજુમીનું મોત કોઇ સાધારણ મોત ન હતું. સરકારી અમલદારો અને મોટા મોટા ઓધ્ધેદારો સિવાય સામાન્ય વર્ગનું પણ એક મોટું ટોળું સમ્શાન ભુમિ સુધી પહોંચાડવા તૈયાર હતું. હિંદુઓ ઉપરાંત મુસલમાનોની સંખ્યા પણ પૂરતી હતી. નવજવાન અને વૃદ્ધ દરેક પ્રકારના લોકો હાજર હતા. અને તે વખતે "રિયાઝ" જોનારની નજરે એકદમ પડતો હતો, કારણ કે મર્હુમ સાથે તેને ગાઢો સંબંધ હતો, અને કેટલીક સરભરા પણ તે જાતે કરતો હતો.

જે વખતે શાહી નજુમી મરણ પથારી ઉપર છેલ્લી ઘડીઓ વીતાવતો હતો અને પોતાની પુત્રીને "જયપારીના તખ્ત"ની ભવિષ્યવાણીની વધામણી સંભળાવતો હતો, તો બરાબર તેજ વખતે મુખ્ય વજીર ઉદેરાય પોતાના ભવ્ય મહેલમાં બેઠો બેઠો પોતાની પુત્રી તારા સાથે તખ્ત ઉપર કબ્જો જમાવવાની ગોઠવણ કરતો હતો! ઉદેરાય

એ રાજ્યનો જુનો નોકર હતો. ધીમે ધીમે વધતાં વધતાં વજીર પદે પહોંચ્યો હતો. હવે રાજ્યની આબાદી કે બરબાદીનો તે એક પુરો માલિક હતો. આ પ્રમાણે હોવાનાં બે કારણ હતાં. એક તો મુખ્ય વજીર હોવાથી નવાબ આદીલખાનને તેના ઉપર પુરો ભરોસો હતો. બીજું મશહુર હતું કે ઉદેરાવની માનીતી પુત્રી તારા તે નવાબની "મંઝુરે નઝર" (માનીતી) હતી. તારાનું વય આ વખતે ઓગણીસ વર્ષનું હતું. સાત વર્ષ થયાં તે શાહી ખર્ચથી કેળવણી મેળવતી હતી,

આદીલખાન અપુત્ર હતો. યુવાવસ્થામાં આદીલખાને બે લગ્ન કર્યાં હતાં. ત્રણ ફરજંદ પેદા થયાં હતાં પણ તે હંમેશની જુદાઇનો ડાઘ આપી વિદાય થયાં હતાં. બંને સ્ત્રીઓ એક પછી એક મરણ પામી હતી. છેલ્લી બેગમ મર્યા બાદ નવાબ આદીલખાનની તબીયત ઉપર એવી બુરી અસર થઈ હતી, કે ફરીથી શાદી કરવાનું નામ પણ ન લીધું. અને આ વખતે જ્યારે સાઠ વર્ષથી વધુ ઉમર થઇ ચૂકી હતી, જોકે શરીરના અવયવો મજબુત હતા, તો પણ કોઇને આશા ન હતી કે તે ફરીથી શાદી કરશે. પણ તારા અને આદીલખાનનો સંબંધ અને તારાનું જોબન જોઈને લોકોમાં વાતો ચાલતી હતી કે વખતે આદીલખાનની મંદ રગોને સતેજ કરવામાં તારા ફતેહમંદ થશે.

જયપારી રાજ્ય એ ફળદ્રુપ પ્રદેશ હતો. નવ્વાબ આદીલખાનના ઇન્સાફ તળે પ્રજા સુખી જીંદગી ગુજારતી હતી. જો ખોટ હોય તો ફક્ત ગાદી વારસ શાહઝાદાનીજ કમી હતી. આ ખોટ માટે ઉદેરાય અહો રાત્રી મનમાં ફુલાતો હતો અને હમેશને માટે રાજ્ય ઉપર કબ્જો જમાવવા વિચાર્યા કરતો હતો. રાત્રે એકલો પડતો ત્યારે અનેક આશાઓમાં ગુંથાયેલો રહેતો હતો. આદીલખાનની બક્ષીસો તથા

મહેરબાનીના પ્રતાપે રૈયતના દીલોનો માલીક બન્યો હતો. આવી વ્યક્તિ ઉપર આફત નાખવા ઉદેરાય કોશીશ કરતો હતો. નવ્વાબની વૃદ્ધાવસ્થાથી તેનો અંતકાળ નજીક દેખાતો હતો, પરંતુ આ મજબુત બાંધાના નવ્વાબની તંદુરસ્તી તેની આશારૂપી ઇમારતના ચુરેચુરા કરવાને ફકત બસ હતી. કદાચ નવ્વાબના મોત બાદ આજુબાજુના રાજા મહારાજા રાજ્ય ઉપર ચઢાઇ કરી રાજ પચાવી પડે તેથી આદીલ-ખાનની હયાતીને ફાયદામંદ ગણાતો હતો. છેવટે તેણે દઢ વિચાર કર્યો કે મારી આફતના ખજાનાની કુંચી "તારા" છે. તેને સંપૂર્ણ ખાતરી હતી કે તરૂણ વયની પોતાની પુત્રી તારાના નયન રૂપી બાણથી આદીલખાન નવાબ જરૂર પ્રેમ જોશમાં વીંધાઇ જશે.

નવાબ આદીલખાન અને તારા વચ્ચે ઘણો પ્રેમ હતો. તારાની કેળવણીમાં નવાબ આદીલખાન એટલો બધો રસ લેતો હતો કે સામાન્ય લોકો વહેમની નજરે જોતા હતા. નવાબ સાહેબ અને તારા એકાંતમાં કલાકોના કલાક વાતો કરતાં હતાં. ઘણો વખત સાથે શિકાર કરવા જતાં અને શાહી બાગમાં જ્યાં કોઇને આવવાની રજા ન હતી ત્યાં નવાબ અને તારા આરામ ચેનથી રહેતાં હતાં. આવા પ્રકારના વર્તનથી લોકોને વહેમ જતો હતો કે નવાબ આદીલખાન તારાથી "મોહબ્બત" કરે છે, તથા તારા અને આદીલખાનની શાદી (લગ્ન) રાજ્ય ઉપર કબજો મેળવવા સમાન છે.

ઉદેરાયના જેવા વિચારો હતા તેવાજ તારાના વિચારો હતા. ઉદેરાયના હમેશના આગ્રહથી તારા પણ આ બાબતમાં સંપુર્ણ રસ લેતી હતી. તેમજ બાપે બતાવેલા પ્રપંચ માર્ગે ઘણી બાહોશીથી કોશીશ કરતી કે જેથી નવાબ સાહેબ તેના સહવાસમા વધારે આવી શકે.

સાયંકાળે પાર્ઈન બાગમાં ઉદેરાય એક ખુરશી ઉપર બેઠો હતો, તારા પુષ્પ વીણવામાં મશગુલ હતી. પક્ષીઓ મીઠા સુરથી બાગને ગજાવી મૂકતા હતાં. સુર્યનાં ઉષ્ણ કિરણો નરમ પડયાં હતાં અને ધીમી ધીમી મંદ ગરમી આપતાં હતાં. આવા રમણિય દેખાવમાં જુવાનીના નીશામાં ચકચૂર થએલી પોતાની પુત્રી તારાને નીહાળી ઉદેરાયને પોતાની આશામાં સફળતા જણાતી હતી. હસ્તે ચહેરે તારાને પોતાની પાસે બોલાવી પ્યાર કરતાં કહેવા લાગ્યોઃ-

ઉદેરાય—કહો, પુત્રી મોસમ કેવી મજેદાર છે ?

તારા—મોસમ ઘણીજ મનોહર છે જીવ લલચાય છે કે હમેશાં આવી બહાર કાયમ રહે.

ઉદેરાય—આ બાગ સાંજના વખતે અતિ રમણિય દેખાય છે.

તારા— પરંતુ શાહી બાગ આથીએ વધુ શ્રેષ્ટ શોભાયમાન છે.

ઉદેરાય—" શાહી બાગ " ! પુત્રી ! તે બાગ પણ તમારોજ બની જશે.

તારા—( ઠંડો શ્વાસ ભરી ) આ આશામાં........

ઉદેરાય—નવાબ સાહેબ તમારા ઉપર ઘણા મહેરબાન છે.

તારા—બેશક હું પોતે વિસ્મય છું કે આમ શાથી ?

ઉદેરાય—ગાલ ઉપર આંગળી મૂકી ( ઘણી સુંદર )

તારા શરમાતી શરમાતી ઉઠી. ઉદેરાય પણ પાછળ ચાલુ થયો. બને બાગના રસ્તા ઉપર ચુપકીથી ટહેલવા લાગ્યાં. આ બનેની પીઠ પાછળના દરવાજેથી એક શાહી નોકર દાખલ થયો અને આ બનેની નજીક આવતાં નોકરના કાને તેનો અવાજ પડયો કે

"નવાબ સાહેબને ફસાવવામા વહાલી પુત્રી! તું ફતેહમંદ નીવડી ચૂકી છે!"

નોકર થોભ્યો અને ઝાડ પાછળ છુપાઇ ઉભો રહ્યો.

ઉદેરાય તારાના બંને ખભા પકડી ઉભો છે. તારા જમીન તરફ નીચે નજરે ચુપચાપ નીહાળી રહી છે.

ઉદેરાય વાર્તાલાપ ચાલું કરતાં કહે છે "નવાબ સાહેબને કાબુમાં લાવવા એ ફક્ત તમારી અક્કલ અને તદબીર ઉપર આધાર રાખે છે. જયપારીના રાજ્ય ઉપર કબ્જો કરવાના હેતુસર નવાબ સાહેબ સાથે તમારૂં લગ્ન કરવું એ સર્વોત્તમ તરકીબ છે. યાદ રાખો કે નવાબ સાહેબની વૃદ્ધાવસ્થા એ કરોડો રૂપીઆના જર જવાહીરના મુકાબલામાં તુચ્છ છે! તુચ્છ છે બોલો તારા ! તમારો શો વિચાર છે ?

તારા—આપનો હુકમ માથે ચઢાવું છું. પરતું હું કોશીશ કરતાં કરતાં થાકી ગઈ. આટલી મહેરબાની અને રહેમ નજર હોવા છતાં નવાબ સાહેબ એક પણ મતલબનો બોલ જીભે લાવતા નથી.

ઉદેરાય—તે તમારૂં કામ છે! મતલબનો બોલ નવાબ સાહેબને જીભે લાવવા તમો તૈયાર કરો! તમો પોતે તેનો કોઈ રસ્તો શોધો!

બાપની નિર્લજ વાતચીત અને બેશરમ સ્પર્શથી તારા ગભરાઇ ગઈ. જો કે બંનેનો હેતુ એક સરખો હતો, છતાં તારા પોતાના સૌંદર્યમાં મસ્ત હતી, જે સત્વરે બાપથી જુદી પડી રાજ્ય મહેલ તરફ રવાના થઈ ગઇ. નોકરે આ બધી વાત સાંભળી હતી. નવાબના હુકમથી તારાને શાહી મહેલનું આમંત્રણ આપવા આવ્યો

હતો પણ પિતા પુત્રી વચ્ચેની પ્રપંચી વાતથી નવાબને જાણકાર કરવા તે સત્વરે પાછે પગલે રાજય મહેલ તરફ ચાલુ થયો.

પુર બહાર મોસમમાં સૃષ્ટિ સૌંદર્ય અનુપમ ખીલી નીકળ્યું હતું. વન, ઉપવન કુદ્રતના સર્વોત્તમ નમુના રૂપ બન્યાં હતાં. આ ઋતુમાં પ્રેમ અંકુર સતેજ થાય છે, મનુષ્ય વૈભવની ક્રિડામાં મગ્ન રહે છે તે પ્રસંગે જયપુરી રાજ્યના પ્રખ્યાત મંદિર સામે એક સાધુ સિતાર બજાવી રહ્યો હતો, આસપાસ માણસોનું એક મોટું ટોળું જામ્યું હતું, સાધુની આંખો ઉજાગ્ અગ્નિ સમાન લાલ બની હતી, ફણીધર શેષ નાગને શરમાવે તેવી શ્યામરંગી કેશ લટમાં ગુંથાએલું ઘઉં વરણું ગોરૂં બદન, પુર્ણિમાના ચંદ્ર સમાન ચળકતા ચહેરા ઉપર નમણું નાક અને દાડમની કળી સમ શોભતા શ્વેત દંત સમુહ તેના કોકીલ સ્વરની મધુરતામાં વધારો કરતા હતા.

સંગીત જ્યારે તેની સીમા છોડી શરીરના અવયવો ઉપર અસર કરી જુવાનીના ઉછરતા, ખુલતા રંગને થણકાર કરાવે છે ત્યારે જાદુઇ અસર પહોંચાડે છે, શ્રોતા પોતાનું સ્થાન છોડવાને પણ અશક્ત નીવડે છે.

સૃષ્ટિનું પ્રત્યેક પ્રત્યેક પરમાણું પોતામાં અનોખી શક્તિ ધરાવે છે. એકનું મોત તે બીજાનો આરામ, દવલત અને શોહરતના પરિણામ રૂપ નીવડે છે. કોઇનો આનંદ અનેકને રૂધીરના આંસુ વહેવડાવે છે. તે પ્રમાણે આ સાધુની આ સંગીત કળાએ બે વ્યક્તિને વાર્તાલાપ કરવા એકાંત જગ્યાનો પ્રસંગ આપ્યો હતો.

ભર જવાનીનો મસ્ત તરૂણ એક નવયુવક પોતાની વિશાળ

છાતી તારાની મુખાકૃતિ સમક્ષ રાખી, એક હાથે દિવાલ પકડી, બીજે હાથે તારાનો હાથ પકડી ઉભો હતો.

નવયુવક—તમો ક્યાં સુધી ઈન્કાર કરતાં રહેશો ? મોહબ્બત એ કાંઇ ગુનોહ નથી !

તારા—મોહબ્બત કે શાદી એ જીંદગીના આરામ માટે જરૂરી વસ્તુ છે.

નવયુવક—આવું જાણવા છતાં મને આપના જીવનનો ભાગીદાર બનાવવા નથી ઇચ્છતાં ?

તારા—રિયાઝ, તમો એક બીજા ધર્મ સાથે સંબંધ ધરાવો છો, જેથી હું લાચાર છું. વળી જીવનના વૈભવ માટે હું કોઈ ધનાઢય–દવલતમંદ સાથે લગ્ન કરવા ઇચ્છું છું !

રિયાઝ—મારી આર્થિક સ્થિતિ નબળી નથી, છતાં ટુંક સમયમાં હું એક ધનાઢય–દવલતમંદ થનાર છું, જયપારીના જંગલોમાં ધાતુના મિશ્રણથી એક શોધ કરવામાં હું ગુંથાએલો છું.

તારા—તમો જયપારીના એવા અરણ્યો–જંગલોમાં વસો છો કે જ્યાં કોઇને દિવસે જવું પણ દુર્લભ છે.

રિયાઝ—એ તમારા સ્નેહનું આકર્ષણ છે કે જે મને તેવા ભયંકર જંગલ તરફ ખેંચી જાય છે, પણ તારા ! એવો કોણ સદ્ભાગી દવલતમંદ છે કે જેની સાથે લગ્ન કરવા તમો આતુર છો ?

તારા—નવાબ આદીલખાન.

રિયાઝ—નવાબ આદીલખાન !! અશક્ય ! તે સાઠ વરસનો વૃદ્ધ તો તમારા બાપ સમાન છે ! આ ઝુલ્મ છે, ઝુલ્મ છે ! શું તે મુસલમાન નથી ?

તારા—તે મુસલ્લમાન છે, પણ હું ફકત મોહબ્બત ખાતર ધર્મ બદલી શકતી નથી! હા, દવલત ખાતર હું મારા ધર્મને કુર્બાન કરી શકું!

રિયાઝ—અફસોસ! દવલત માણુસને અંધ બનાવે છે. રિયાઝે તારાનો હાથ છોડી દીધો અને નિરાશાયુકત નજરે તારાને નીહાળી આંખોમાં આંસુ ચમકવા લાગ્યાં. મુખાકૃતિ પીળી થઇ, સત્વરે તારા તરફથી વિમુખ થઈ શહેર બહાર નીકળી પડયો.

તારા અભિમાન અને સૌંદર્ય સ્વરૂપમાં મલકાતી ઘર તરફ ચાલુ થઈ. ગાનાર સાધુ તીરછી નજરે આ સઘળો તમાસો નીહાળતો હતો. તેનો ચહેરો શાક્ષી આપતો હતો કે રિયાઝની નિરાશામાં તેની આશાનાં કિરણુ ચમકતાં હતાં.

રાત્રિ અંધારી ઘોર હતી, પણ પ્રકાશીત કંદીલો—ફાનુસના પ્રતાપે રાજ મહેલ પુરનુર પ્રકાશી રહ્યો હતો. નવાબ આદીલખાનની સુખી જીંદગી સ્ત્રી તથા ફરઝંદોના મરણુથી કડવી થઇ ગઇ હતી. ફકત તારા સાથેનો સહવાસ તેને આનંદકારી હતો તે પણ તારાના દુષ્ટ વિચારો માલુમ પડતાં મનથી ઉતરી ગઇ હતી. છુપી રીતે ઘણાં માણુસો તારાની ભ્રષ્ટતાની શાક્ષી આપતાં હતાં. ઉદેરાયના મકાનમાં જે નોકરો હતા તે સઘળા નવાબના છુપા જાસુસો હતા. દરરોજ કોઇને કોઈ નવી વાત પ્રથમની વાતને ટેકા રૂપ મલ્યા કરતી હતી. આ બધાં કારણુથી નવાબ સાહેબની ઉદારતાનું દ્વાર તારા માટે બંધ થઇ ગયું હતું, છતાં ઘણી સહનશિલતાથી નવાબ સાહેબ કામ લેતા હતા. સંપુર્ણું તપાસ કરી જાતી અનુભવ મેળવવા ઉપર તારાનું અંતિમ ઝુમી રહ્યું હતું. તારા આ ભેદથી અંજાણુ હતી. દવલત અને

રાજ્ય સત્તાના લોભમાં અંધ થઈ હતી. નવાબની નવાજેશો, પોતા માટે અગાધ ખર્ચ શાહી ખજાનામાંથી મંજુર કરાવવો તેમજ તેની દરેકે દરેક વાતમાં નવાબ સાહેબે રસ લેવો વગેરે વગેરે બનાવો તારાના હૃદયને ભરોસાપાત્ર હતાં કે નવાબ મારા કાબુમાં છે.

બીજી તરફ નવાબ આદીલખાન એક હોશયાર સહનશિલ પુરૂષને છાજે તેમ તારાની દરેક દરેક ઢબ છબ અને રંગ રાગની પરખ કરતા હતા. તેમજ તારાના ચલણ અને સ્વભાવ તથા અંતરના આશય રૂપી આશાની પરીક્ષા કરવામાં પરોક્ષ રીતે પ્રયત્ન કરતા હતા; કારણ કે પૂર્ણ સંતોષ સંપાદન કર્યા સિવાય પોતાની મહોબ્બતની વારસ કરવા ઇચ્છતા ન હતા.

એક પ્રસંગે શાહી મહેલમાં આનંદમય જલ્સો ચાલુ હતો, જે પાછલી રાત સુધી કાયમ રહ્યો. તમામ મેહફીલ નિદ્રાધીન થવાની તૈયારીમાં હતી ત્યાં ઉદેરાયે તારાને ઈશારાથી એક તરફ બોલાવી કહ્યું

ઉદેરાય—આજ ઘણોજ સર્વોત્તમ પ્રસંગ છે.

તારા—બેશક.

ઉદેરાય—જે કામ કરો તે વિચાર પુર્વક સ્નેહ પુર્વક કરવું. ઉતાવળ કરી નવાબ સાહેબને નારાજ ન કરવા.

તારા—કદી નહિં, પણ હવે લાંબી વાતો ન કરવી જોઇએ. કોઇ આપણને જાણી લેશે. આટલું કહી તારા જલ્દીથી બીજી ઓરડી તરફ ચાલી ગઇ. ઉદેરાયે આવી નવાબ સાહેબને કહ્યું કે "રાત ઘણી વીતી ચુકી છે."

નવાબ—કેટલો વખત થયો ?

ઉદેરાય—રાત્રિનો ફકત છેલ્લો ભાગ બાકી છે.

નવાબ—ઠીક છે.

નવાબ આદીલખાન ઉઠી બીજી ઓરડી તરફ ગયા. પોતાનો રાજદ્વારી કીંમતી પોશાક બદલી રાત્રીનો સાદો પોશાક પહેરી શયનગૃહ તરફ ચાલ્યા, જ્યાં રસ્તામાં તારા મળી.

નવાબ—અરે ! તારા, શું હજુ સુધી તમો જાગો છો ?

તારા—હુઝુર ! જ્યારે આપ જાગૃત છો તો હું કેવી રીતે સુઈ શકું ?

નવાબ—એમ શાથી ?

તારા—શું હું આપની પોષક લોંડી નથી ? શું આપ હરઘડી મારા ઉપર નવાજેશ નથી કરતા ?

નવાબ—નીમકહલાલી આનુંજ નામ છે.

આદીલખાન ધીમે ધીમે શયનગૃહ સુધી પહોંચે છે અને તારા સાથે સાથે જાય છે. આદીલખાન એક ખુરસી ઉપર પોઢે છે અને સામેજ બીજી ખુરસી ઉપર તારા બેસી જતાં ફુલછડી આગળ રજુ કરે છે.

આદીલખાન—આ શું ?

તારા—ફુલછડી.

આદીલખાન—(સુંઘીને) અહાહા ! ખુશબોથી શું સુંગધીદાર બનેલ છે ?

તારા—એ મહોબ્બતની ખુશબોથી ભરપુર છે.

આદીલખાન—(અચાનક) મહોબ્બત !

તારા—જી હુઝુર.

આદીલખાન—(વિચાર કરીને) શું ખરેખર તમને મહોબ્બત છે?

તારા—બેશક,

આદીલખાન—ઘણી સારી વાત છે, પણ આ મહોબ્બતનો સબબ

તારા—આપની મહેરબાની.

આદીલખાનની આંખો લાલ થઇ ગઇ, ચહેરા ઉપર એક રંગ આવે અને બીજો જાય! એક ઓગણીસ વર્ષની નવજુવાન યુવતી જે હુસ્નની દવલતથી માલામાલ હતી તે તેની સામે બેઠી હતી બલકે કબજામાં હતી. તે તેણીના વિચારથી છુપી રીતે જાણકાર હતો. આ એક નવાબની કસોટીનો સમય હતો. ખુદા માલુમ તે કસોટીમાં ફતેહમંદ થાય છે કે કેમ. નવાબ ગભરાઇને ખુરસી ઉપરથી ઉઠી ટહેલવા લાગ્યો, લાંબો વિચાર કરી બોલ્યો.

"તારા! હું તમારી મહોબ્બતની કસોટી કરવા ચાહું છું."

તારા—હુઝુર! હું દરેક રીતે કસોટીમાં પાર ઉતરવા તૈયાર છું.

આદીલખાન—શું તમો મારી સાથે શાદી કરવા તૈયાર છો?

તારા—(ખુશીના આવેશમાં આવી) બેશક. ફક્ત આપના હુકમની ઇંતેજારી હતી!

આદીલખાન—તમે મારી સાથે શાદી કરશો? મારા જેવા વૃદ્ધ આદમી સાથે?

તારા—આપ વૃદ્ધ છો તેની કાંઇ મને પરવા નથી!

આદીલખાન—પરંતુ તમો કોઇ કારણ બતાવી શકો છો કે મારી સાથે કેમ શાદી કરવા આતુર છો?

તારા—આપ જયપારીના નવાબ છો, બાદશાહ છો!

આદીલખાન—ફક્ત એટલાજ માટે ! !

તારા—આપ દવલતમંદ છો. આપની પાસે જર જવાહીરનો ઢગ છે. શું આવા ધનાઢ્ય પુરૂષ સાથે શાદી કરવામાં કોઇ ઈન્કાર કરશે ?

આદીલખાન—તમો મારી દવલત ખાતર મારી વૃદ્ધાવસ્થાના પરવા નથી કરતાં !

તારા—જરૂર.

આદીલખાન—અફસોસ ! તારા ! તમારે શરમાવું જોઇએ કે મેં તમારૂં સગી દીકરી સમાન પાલન કીધું છે. મારે તમારી સાથે મહોબત હતી જેવી કે એક શરીફ, હમદર્દ બાપને પોતાની પુત્રી સાથે હોય છે. મારી જીંદગીની ઉમેદો ફક્ત તમારી સાથે સંબંધ ધરાવતી હતી. મારા રાજ્યના વારસ તરીકે તમારી ગોઠવણુ કરવા હું ઇચ્છતો હતો પણ તે એવી શરતે કે તમો મને બાપ સમાન સમજો. જો મારા જેવા એક વૃદ્ધ અશકત માણસને માયાળુ બાપ તરીકે માનત તો તમારૂં જીવન વૈભવી રહેત. આ બધા પ્રપંચ કરવાની કાંઇ જરૂર ન હતી.

તારા ખામોશ હતી. કાપો તો શરીરમાં લોહી નહિ ! "અફસોસ ! મારી આટલાં વર્ષની મહેનત અને પ્રેમાળ વર્તનનું આ અંજામ ! તારા ! જાવ, તમારા બાપ પાસે કે જે તમારો બાપ છે, જે બે મનુષ્યના જીવન બરબાદ કરવાના કારણુ રૂપ છે. હવેથી શાહી મહેલના દરવાજા તમારે માટે બંધ છે. ઉઠો, દુર થાવ, અને મારી સામેથી હઠી જાવ.

**હુઈ જીસ્સે તબ્બકો ખસ્તગીકી દાદ પાનેકી**
**વો હમસે ભી ઝીયાદા ખસ્તએ તેગે સીતમ નીકલે.**

નજુમી—જ્યોતિષ઼ચંતાના મરણ બાદ સુશીલા નીરાધાર બની. હવે તેનું દીલ કયાંએ ગોઠતું નથી. રિયાઝ જે તેના બાપનો નવ જવાન દોસ્ત હતો તે સુશીલાની પાક મહોબ્બત તરફ જરાએ ધ્યાન આપતો નહિ. બાપના મરણ પછી કુદરતી રીતે સુશીલાને કોઇ હમદર્દની જરૂર હતી. રિયાઝ બે ત્રણ વખત આશ્વાસન આપવા ગયો હતો પણ તે માત્ર ઉપલકનુંજ હતું. સુશીલાની મહોબ્બતથી રિયાઝ વાકેફ હતો પણ તે એક વધુ ચમકતી અને ફડકતી ચીજ "તારા" ના હુસ્નમાં દિવાનો હતો. સુશીલાનું સાદુ જીવન, સદાચરણ, નમ્રતા વગેરે સદ્દગુણોની તેણે કદર ન કરી.

રિયાઝની અવકૃપા અને દુર્લક્ષના પરિણામે શોશીલાની આશા નાબુદ થઇ જેથી તે છુપી રીતે ઘર છોડી નીકળી પડી. આ બનાવને બે વર્ષ ગુજરી ગયાં જેથી શોશીલાનુ શું થયુ તેનો કોઇને ખ્યાલ ન હતો.

રિયાઝની પણ આવીજ હાલત હતી. જે દિવસે મંદિર સામે તારાએ રોકડો જવાબ આપ્યો હતો ત્યારથીજ જયપારીના જંગલ તરફ ચાલ્યો ગયો, ફરીથી આવ્યોજ નહિ. તેના સ્નેહીઓ જાણતા હતા કે જંગલમાં કિમયો બનાવવામાં ગુંથાયો છે પણ કોઇની હિમ્મત ન હતી કે તે ભયંકર જંગલમાં દાખલ થઇ શકે. કદાચ જંગલમાં જાય પણ ત્યાં તેનો પત્તો મળવો મુશ્કેલ હતું, બલ્કે રસ્તો ભુલી જતાં જીવનું જોખમ હતું જેથી ઘણા ખરાનું માનવું હતું કે જરૂર કોઇ અકસ્માતનો તે ભોગ થઇ ગયો હશે.

ઉદેરાય પોતાની આશા તુટી જતાં ઘણો ઉદાસ રહેતો હતો. તારા પોતાની નીષ્ફળતાને લીધે નિરાસ બની હતી છતાં હજુ બંનેની આશા સર્વથા નાબુદ થઇ ન હતી. સૌથી વધારે દુઃખ નવાબ આદીલખાનને થયું હતું. જે દિવસથી તારાને મહેલમાં આવવાની મના કરી હતી તે દિવસથી તેની તબીયત ખરાબ અને ઉદાસ રહેવા લાગી. રાજકારોબારમાં ભાગ લેવો સદંતર છોડી દઇ દીલ ખુશ કરવા ઘણો વખત શિકારમાં ગાળવા માંડયો. રાજ્યની પુરી લગામ ઉદેરાયના હાથમાં આવી.

એક દિવસ સંધ્યાકાળના સમયે શિકાર પાછળ નવાબનો ઘોડો આગળ વધતાં વધતાં જગપારીના ભયંકર જંગલમાં દાખલ થયો. આ જંગલ બાવીસ માઇલ લાંબુ અને પંદર સોળ માઇલ પહોળું હતું. નાની નાની નદીઓ, પર્વતો, ખીણો, કદાવર વૃક્ષો, મોટું મોટું ઘાસ અને હિંસક પ્રાણીઓ હતાં. જહેરીલા સાપ એટલા પ્રમાણમાં હતા કે ઘણા ખરા લોકો તેને નાગણ વનના નામથી ઓળખાતા. નવાબ સાહેબ જંગલની ભયંકરતાથી જાણકાર હતા જેથી ઘોડાને રોકવા લગામ ખેંચી પણ એક પત્થર ઉપરથી ઘોડો પાછલે પગે લપસી પડયો જેથી સવાર સાથે એક ખીણમાં જઇ પડયો.

આ વખતે અંધકારનું સામ્રાજ્ય હતું. સુર્ય વિશ્રાંતિ માટે સંતાયો હતો. રાત્રિ પોતાના સાજો સામાનમાં અસંખ્ય તારા લઇ પોતાની સત્તા જમાવતી હતી. ઠંડી ઠંડી મંદ મંદ હવા ખીણમાં રહેનાર વસ્તીને કુદતી આગુગાર જોવા બહાર ખેંચી લાવતી હતી જે પૈકી એક સાધુએ સવાર સાથે ઘોડાને ખીણમાં પડતાં નીહાળ્યો.

અકસ્માત અવલોકનની અનુભવી આંખો સારી રીતે જાણે છે કે કત્લ, ખુન કે લુટફાટના બનાવનો અંત હંગામા ઉપરજ નથી પણ આ હંગામો તે પાછળ બનતા બનાવની એક કડી રૂપ છે.

જો આ કથનમાં સત્ય હોય તો સાધુનું દોડી જવું અને મરેલા ઘોડા પાસેથી આદીલખાનને ઉઠાવી પોતાની ઝુંપડીમાં લાવવા તેમાં અજબ રહસ્ય સમાએલું છે.

પુરા પાંચ દિવસે નવાબ સાહેબે આંખો ખોલી તો માલુમ પડયું કે પોતે એક ફકીરની ઝુંપડીમાં છે અને એક નવજવાન સાધુ પોતાના ઉપર ઝુકેલો છે જેની આંખોમાંથી હર્ષના આંસુ ટપકતાં હતાં. નવાબ આદીલખાને બોલવા કોશીશ કરી પણ તેને સાધુએ હાથના ઇશારાથી રોકી દીધો.

સાધુ સિવાય એક હકીમ પણ બિમારની તબીયત જોવા આવતો હતો અને અમુક સાવચેતી આપી ચાલ્યો જતો હતો. આ ઉપચારનું પરિણામ એ આવ્યું કે પંદર દિવસમાં નવાબ બેસવા ઉઠવાને સશકત થયા. એક દિવસે નવાબ સાહેબે કહ્યું.

“ સાધુજી! હું મારા નવા જીવન માટે આભાર માનું છું.

સાધુજી—એ આપની મહેરબાની. મેં ફકત હુઝુરને ઘોડા ઉપરથી પડતાં દેખી સત્વરે ઉઠાવી અહીં લાવવાની મારી ફરજ અદા કરી છે. પરંતુ ભોગજોગે આ જંગલમાં એક હકીમ રહે છે તે આપના ઉપચાર માટે દરરોજ આવે છે. આપની જીંદગી તેના ઉપચારના પરિણામ રૂપ છે.

નવાબ—ત્યારે મારા નવજીવનના કારણ રૂપ એક નહિ પણ બે માણસ છે. વારૂ તે હકીમ જંગલમાં કેમ રહે છે?

સાધુ—તે હકીમ જંગલી જડી બુટ્ટીઓની મદદથી કીમીયો બનાવવાની તૈયારીમાં છે પણ જે માણસ દુન્યાથી તંગ આવ્યો હોય તેની ફતેહમંદી નિરાશાયુકત છે.

નવાબ—અજબ વાત છે પણ સાધુજી! તમે જુવાનીમાં કેમ સંસાર ત્યાગ કીધો?

સાધુ—એ મારા ખુદાની મરજી! એમાં કાંઇ મારો ઇખ્તેયાર નથી અમુક દિવસ શહેરમાં મંદિર પાસે ગાઈ કરી ગુજાર્યું ત્યાર બાદ આ જંગલમાં ઝુંપડી બનાવી લીધી.

અમુક દિવસે શરીર સશકત થતાં નવાબ જંગલમાં વસતા. પેલા હકીમ પાસે પહોંચ્યા. હકીમે આદરમાન આપ્યું. નવાબે તેનો આભાર માન્યા બાદ કીમીયાગીરીની વાત કરતાં કરતાં નવાબે પુછ્યું:—

નવાબ—આપનું નામ શું?

હકીમ—મારૂં નામ રિયાઝ છે.

નવાબ—તમે મને ઓળખો છો?

હકીમ—હા, હું જયપારીના નવાબ આદીલખાનને ઓળખું છુ

નવાબ—તમારી કોઇ સેવા હું કરી શકું છું? કહો જે માગો તે આપું.

હકીમ—હું રૂહાની મરીઝ છું! મારા દિલમાં મહોબ્બતની હોળી છે! આ બનાવ પહેલાં મારી મદદ કરવા આપ સમર્થ હતા પણ આજે તે વખત વીતી ગયો છે.

નવાબ—જો હું પ્રથમ મદદ કરી શકતો હતો તો આજે પણ કરી શકું છું.

હકીમ—આપના કાબુમાં છે પણ મારા કાબુમાં નથી.

નવાબ—સવિસ્તર કહો.

હકીમ—મને તારાથી મહોબ્બત હતી.

નવાબ—તમને તારાથી મહોબ્બત હતી ! પછી શું થયું ?

હકીમ—પણ તે દવલતની ભુખી આપ જેવા વૃદ્ધ સાથે શાદી કરવા તૈયાર હતી ! ફકત હું ગરીબ હોવાથી તેણે મારી સાચી મહોબ્બતનો ઇન્કાર કીધો !

નવાબ—પણ મારા હુકમથી તારા હજુ તમારી સ્ત્રી થઇ શકે છે.

હકીમ—પણ હું એવી સ્ત્રી કે જેનું દીલ મહોબ્બતથી ખાલી અને માત્ર દવલતની ચાહક હોય તેની સાથે શાદી કરવા માગતો નથી. મારા દિલથી તેની મહોબ્બત સદા માટે નાબુદ થઇ છે.

આમ તેમ વાતો કરી નવાબ સાધુની ઝુંપડી તરફ ચાલ્યો. રિયાઝના વિચારોથી તેના દિલ ઉપર અસર થઇ કે તારા જેવી નાપાક સ્ત્રીનો ત્યાગ કરવામાં મેં એકલે ભુલ ખાધી નથી પણ મારી માફક એક બીજી પણ વ્યક્તિ છે જે તારાની દુષ્ટતા માટે સાક્ષી આપે છે.

ઝુંપડી પાસે આવતાં ઝુંપડીનો દરવાજો બંધ દીઠો. અંદરથી ધુમાડો ગોટેગોટા નીકળતો હતો. દરવાજો ખોલી સાધુને અંદરથી શોધી કાઢી બહાર લાવ્યો. સાધુ બેહોશ હતો. હવા લાગતાં થોડીવારે તે હોશમાં આવ્યો. આંખો ખોલી, પાસું બદલ્યું. નવાબ સાહેબ પાછા હઠી ઉભા રહયા કારણ કે હવે સાધુ પુરૂષ નહિ પણ સ્ત્રી હતી.

થોડીવારે જોગણ હોશમાં આવતાં પોતાનો ભેદ ખુલી જવાની

શરમ આવતાં ચીસ પાડી બેહોશ થઈ ગઈ. ફરીથી હોશ આવતાં જેમ માયાળુ બાપ ફરઝંદના માથે હાથ ફેરવે તેમ નવાબે જોગણને માથે હાથ મુકયો. જોગણુ શરમાતી શરમાતી ઉઠી. તીરછી નજરે નવાબ તરફ જોવા લાગી. તેણે શાંતિ આપતાં કહ્યું–ગભરાવ નહિ.

રિયાઝ જંગલમાં બેઠો બેઠો આદીલખાન અને તારાના સંબંધનો વિચાર કરતો હતો. કદિ સાધુના સ્નેહાળ વર્તનનો ખ્યાલ કરતો તો કદિ પોતાની મહોબ્બતમાં કાંટા સમાન આવેલા નવાબ ઉપર હાથ કરવાનો અમુલ્ય પ્રસંગ મળ્યાનો વિચાર આવતો, તો કદિ તેવા નીચ વિચાર માટે પસ્તાવો કરતો. તેટલામાં વીજળી પડી.

અરે આ વીજળી કેવી ? રિયાઝે સાધુની ઝુંપડી તરફ વીજળી પડતાં જોઈ વરસાદને ગાજવીજ સાથે તોફાનનો ખ્યાલ ન કરતાં ઝુંપડી તરફ જવા તૈયાર થયો.

કાદવ, કીચડમાં અંધારી રાત્રિએ જેમ તેમ કરી ઝુંપડી પાસે આવ્યો. ઝુંપડી સલામત જોઇ ખુદાનો શુક્ર ગુજાર્યો. ઝુંપડીનાં કમાડ બંધ હતાં પણ અંદર થતી વાતચીત સાંભળવા કમાડ પાસે બેસી ગયો. અંદર નજર ફેંકી જોયું તો એક માંચી ઉપર નવાબ સાહેબ બેઠા છે. સામે સાધુ ઉભો છે, પણ તેના બાલ જાંગ સુધી લટકતા, છાતીનો ઉભાર, મુખાકૃતિ સ્ત્રીને મળતી જોઇ ગભરાટમાં પડ્યો. પોતે નિદ્રામાં આવું જુએ છે તેવા ખ્યાલથી ફરી તપાસી તપાસી જોવા લાગ્યો.

નવાબ—તમને મરદનો વેશ ધારણ કર્યે કેટલો વખત થયો ?

સ્ત્રી—લગભગ ત્રણ વરસ.

નવાબ—તમારૂં નામ,

સ્ત્રી—મારૂં નામ સુશીલા.

નવાબ—સુશીલા ! કાણુ સુશીલા ?

શોશીલા—હું નજુમીની પુત્રી છું.

નવાબ—નજુમી—જ્યોતિષ શાસ્ત્રી—મારા નજુમીની ?

સુશીલા—આપના નજુમી એટલે આપ કોણ ?

નવાબ—હું આદીલખાન, જયપારીનો નવાબ.

સુશીલા—જયપારીના નવાબ ! અરે, આપે મારા મર્હુમ પિતાને તેમની જીંદગીમાં ઘણું એહસાન કીધું છે. પરંતુ તેમનો સ્વર્ગવાસ થતાં અમારો કાંઇ આધાર ન રહ્યો. ઘરમાં ખાવા પીવાનું તો ઠીક હતું પણ મહોબ્બત. મહોબ્બતે ! મને વેરાન કીધી ? ઘર છોડી જોગણ બની !

નવાબ—મહોબ્બત ! દરેક જગ્યાએ મહોબ્બત ! પણ વેશ બદલવાનું શું કારણ ?

સુશીલા—કારણ માત્ર હૃદયને કાબુમાં રાખવા. હું લાંબા સમયથી રિયાઝના પ્રેમની ભુખી છું, પણ તેણે કદિ મારા તરફ ધ્યાન આપ્યું નહિ. મેં રિયાઝને અને તારાને છુપી રીતે મળતાં અનેકવાર જોયાં છે. એક વજીરની સુંદર પુત્રી અને બાપની માનીતી તારાની હયાતીમાં મારા જેવી ગરીબડીની રિયાઝ શાનો પરવા કરે ? પણ એક દિવસે તારાના અભિમાની જવાબથી રિયાઝનું દીલ તુટયું અને તેણે જંગલમાં વસવાટ કીંધા ત્યારથી હું પણ તેની પાછળ શહેર છોડી જંગલમાં જોગણ વેષે આવી છું. રિયાઝ મારી સ્થીતિ જાણતો નથી, પણ હું તેને જાણું છું. બદ કીસ્મતીએ આપ ઘોડા ઉપરથી પડયા, હું આપને અત્રે લાવી. એક હકીમ આપના ઉપચાર માટે ઉપયોગી

થઈ પડયા છે, તો તે હકીમના પ્રેમની ભુખી દાસીને તેનાં દર્શન હૃદયની શાંતિ રૂપ છે. રિયાઝ જાણુતો નથી પણ હું તેના દિદારમાં ત્રણ વર્ષ વીતાવી ચૂકી છું.

નવાબ—અજબ લીલા છે! જ્યાં જોઉં છું ત્યાં એક પ્રકારના બનાવો નવીન નવીન રંગમાં રંગાએલા છે! સુશીલા! રિયાઝ સાથે હજુ તમને પ્રથમ જેવો પ્રેમ છે?

સુશીલા—બેશક છે પણ આશા રાખું છું કે મારો આ ભેદ તેની પાસે આપ ખુલો નહિ કરો.

આ વખતે દરવાજા ઉપર જોરથી અવાજ થવા લાગ્યો! શોશીલા ડરી ગઇ અને નવાબે ગુસ્સાથી પૃછ્યું કોણ છે?

"હું રિયાઝ છું. વરસાદ પુષ્કળ પડે છે, જલ્દી દરવાજો ખોલો." સુશીલા અને નવાબે અરસપરસ અર્થ સુચક નજરે જોયું. સુશીલાએ જલ્દી દરવાજો ખોલ્યો. રિયાઝનો ચહેરો ફીકો પડયો હતો. આંખોમાં આંસુ ભરાયાં હતાં. દાખલ થતાંજ સુશીલા તરફ દ્રષ્ટિ કરી ગદ્દગદ્દ કંઠે બોલી ઉઠયો.

સુશીલા! તમો, તમો, મારે માટે અહીંઆં! મને ક્ષમા કરો! મેં તમારી વાતો સાંભળી લીધી! તમારા હૃદયને સખ્ત આઘાત પહોચાડનાર હું પોતે પાપી છું. જો કે તારાની મહોબ્બત મારા હૃદયના ચૂરેચૂરા કરી ચુકી હતી પણ તેને સજીવન કરવા તમારી મહોબ્બત સમર્થ છે! તારા એક શયતાન પાપીણી છે તોતમો એક પ્રેમની દેવી રૂપ છો. મારા દીલના તમો સદાને માટે માલીક છો.

સુશીલાએ મુસ્તક જુકાવ્યું છે પણ તેની આંખોમાંથી અશ્રુ ધારાનો વરસાદ વરસતો હતો.

આ બનાવ જોઈ નવાબ આદીલખાન સ્હેજ હસ્યા! બંનેને માયા ભરેલા શબ્દોથી સંબોધી એક બુદ્ધિશાળી વડિલને છાજે તેમ આ બંનેને પ્રેમ પારણામાં ઝુલતાં મૂકી થોડા સમય માટે તટસ્થ જગ્યાએ ચાલ્યા ગયા.

નવાબ આદીલખાનનું શિકાર કરતાં ગૂમ થવું એ ઉદેરાય માટે જયપારીનું રાજ્ય સંપાદન કરવા સમાન હતું. લશ્કરને રૂશ્વત આપી પોતાના મતને મળતું કરવા લાગ્યો. રૈયત ઉપર જોર ઝુલમથી દાબ બેસાડવા લાગ્યો, છતાં વફાદાર રૈયત અને અમીર ઉમરાવોમાંથી અમુક ભાગ ઉદેરાયથી વિરુદ્ધ થઈ નવાબ સાહેબની શોધમાં જંગલ તરફ નીકળી પડ્યો હતો.

એક દિવસ નવાબ આદીલખાન, સુશીલા અને રિયાઝ જય-પારી તરફ રવાના થયાં. મુસાફરીમાં રમુજી વાતો સંભળાવી રિયાઝ નવાબ તથા સુશીલાનાં દીલ આનંદિત કરતો હતો. પાસેની નદિ-માંથી રિયાઝ પાણી લેવા ગયો ત્યારે નવાબ આદીલખાનને સુશીલા કહે છે,—

સુશીલા—આપની બિમારીના વખતથી મને આપ સાથે ખાસ પરિચય થયો છે. હું આપને મારા પિતા સમાન સમજું છું. હું આશા રાખું છું કે આપની સેવિકાઓમાં મને દાખલ કરશો જેથી હમેશાં આપની હજુરમાં રહી વૃદ્ધાવસ્થામાં સેવા કરી શકું.

સુશીલાના આ વિશુદ્ધ ઉદ્દગારોથી નવાબની આંખોમાં રોશની ચમકવા લાગી. નવાબે કહ્યું:—

સુશીલા! હું રિયાઝને ઘણો માલદાર બનાવીશ અને તમો તેની બેગમ બનશો. એથી વિશેષ તમો શું ચાહો છો?

સુશીલા—માલદારી કરતાંએ હું આપની સેવાને વધુ કિંમતી માનું છું. મને આપની હમેશની સેવાથી નિરાશ નહિ કરો એવી દાસીની ઇચ્છા છે. આટલું બોલતાં બોલતાં સુશીલાની આંખોમાં પાણી ભરાઇ આવ્યું.

આવી વાતચીત ચાલતી હતી તેવામાં રિયાઝ દોડતો આવ્યો. નવાબ સાહેબ આપના વફાદાર ઉમરાવો, ઉદેરાયના ત્રાસથી કંટાળી આપની શોધમાં અહીંઆં સુધી આવી પહોંચ્યા છે. ચાલો સત્વરે તેમની મુલાકાતે આપણે પાસેની ઝાડીમાં જઇએ. એટલામાં ઉમરાવો ધસ્યા ધસ્યા નવાબ પાસે આવી સલામ ભરે છે. નવાબ અને ઉમરાવો હર્ષથી ભેટે છે. ઉદેરાયની નાચતા જાણી બીજે દિવસે જયપારી તરફ નવાબ ઉમરાવો સાથે રવાના થાય છે. એક નાના સરખા હુમલામાં ઉદેરાય શરણે આવે છે. તેની પાછલી વફાદારી લક્ષમાં લઇ નવાબ સાહેબ ઉદેરાયને જીવતદાન આપે છે! પરંતુ વજીરપદેથી ઉતારી તે માનવંતી જગા રિયાઝને આપે છે.

સમયની બલીહારી અજબ છે. મોટા મોટા મગરૂરોનાં માન ઉતારે છે. આ બનાવથી તારાની સ્થિતિ દયાજનક થઇ ગઇ. હવે તે એક સાધારણ સ્ત્રી માફક બની છે. તેની લોભી આંખો ફરી રિયાઝ તરફ ખેંચાઇ. રિયાઝ કે જેને તેણીએ મંદિર પાસે તિરસ્કારી છેહ દીધો હતો, જેને તે ગરીબ સમજી મહોબ્બત માટે અયોગ્ય સમજતી હતી, તેને દરવાજે ફરી ગઇ! તારા, રિયાઝના ચરણોમાં પડી છે! અને ગદગદિત કંઠે ક્ષમા માંગે છે. પરંતુ દિવાના બનાવનારી મહોબ્બત, મનુષ્યના દિલમાંથી જ્યારે એક વખત નીકળી જાય છે તો દુન્યાની કોઇ પણ શકિત તેને ફરી લાવી શકિત નથી. મહોબ્બત

રૂપી કાચ સમાન પ્રેમપાત્ર જ્યારે ટુકડે ટુકડે થઇ જાય છે ત્યારે પસ્તાવાનાં આંસુ તેને સાંધી શકવા શક્તિમાન નથી. રિયાઝનું દિલ, તારા માટે હવે એક પત્થરનો ટુકડો હતો કે જેમાં મહોબ્બતની એકે લાગણી બાકી ન હતી.

હવે રિયાઝનો સમય હતો તેણે એક સુંદર, તેજસ્વી ફુલ સમાન તારા કે જેના ઘુંઘરીયાટ કેશ લતા અને મનોહર મુખાકૃતિવાળી રમણિને જેમ એક ઝેરીલા સાપને ફેંકી દેવામાં આવે છે તેમ ફેંકી દીધી.

નિરાધાર, લાચાર, યતીમ સુશીલાની આશા સફળ થઇ. નવાબ આદીલખાને સુશીલાનું ત્રણ માસ સુધી પોતાની પુત્રી માફક પાલન કર્યું, ત્યાર બાદ એક મોટો મંડપ રચાવી આજુબાજુના રાજા મહારાજા, નવાબોને આમંત્રણ કરી ઘણી ધામધુમથી રિયાઝ સાથે તેનાં લગ્ન કર્યાં. જે દિવસે આ લગ્ન ક્રિયા હતી તે દિવસે ઉદેરાય અને તારા જયપારી રાજ્યમાંથી હમેશને માટે વિદાય થતાં હતાં! સુશીલાને પોતાના મર્હુમ બાપની વાણી રહી રહીને યાદ થઇ આવતી હતી કે "નાગણુ વનમાં" જઇશ અને જયપારીનું તખ્ત મળશે, તે ભવિષ્યવાણી સંપૂર્ણ સત્ય નીવડી.



# પુંજ ખાતુન.

હીજરી ૮૫૪નો સમય છે. સુલતાન મહમદ પોતાના બાપ સુલતાન મુરાદની જગ્યાએ તુર્કસ્તાનનો બાદશાહ છે. આ સુલતાન

મહમદ તે કોણ? કે જેની તારીફમાં હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (ર૦ અ૦) સાહેબે કસીદા લખ્યા છે. દરબારીઓની સલાહથી સુલતાન મહમૂદ પોતાના વહાલા અને નિર્દોષ ભાઈ યુસુફને કત્લ કરવા તૈયાર થાય છે. શા માટે? કદાચ મોટો થઇ રાજ્ય માટે ફિસાદ કરે તેની ધાસ્તી અઘોર પાપ કરવા–ભાઇને કત્લ કરવા–ભાઇને ઉશ્કેરે છે. કમનસીબ માને બેટાના હાથે બેટાનું ખુન થવાના નઠારા સમાચાર માલુમ પડે છે તો કલેજું કંપી ઉઠે છે. આ નિર્દોષ શાહઝાદાને કત્લ કરવા જલ્લાદને લઈ સરદારો મહેલમાં દાખલ થાય છે. કઈ મા એવી હશે કે છોકરાને કત્લ થતાં નજરે જોઇ શકે? મમતાની મારી મા શાહઝાદાને છાતીએ લગાવે છે, કાલાવાલા કરે છે, સરદારોને પગે પડી કરગરી ઉઠે છે, કે મારા નિર્દોષ દીકરાને આજની છેલ્લી રાત મારી પાસે રહેવા દો. સવારે હું તમને સોંપીશ. આખરે આજની રાત મા દીકરો વાત્સલ્યપ્રેમ દર્શાવી લઇ સવારે કત્લ કરવાની શરતે સરદારો જીવનદાન આપી ચાલ્યા જાય છે. આ વખતે યુસુફ શાહઝાદાની ઉંમર ૧૩–૧૪ વર્ષની હતી. ખ્વાજા અમાદુદ્દીન નામે ઇરાની સોદાગર કે જે દરબારમાં હમેશાં ભેટ લાવ્યા કરતો હતો, તેને રાજમાતા રાત્રિના સમયે મહેલમાં બોલાવી પોતાના દુઃખની કહાણી કહી સંભળાવે છે. રાજમાતા અને સોદાગર એવા વિચાર પર આવ્યાં કે કોઇ ગુલામનો છોકરો રાતો રાત મહેલમાં પહોંચાડી યુસુફ શાહઝાદાને સોદાગરે લઇ જવો. ખુદાની કુદ્રત ન્યારી છે! બરાબર યુસુફને મળતો આવતો એક ગુલામનો છોકરો સોદાગર લઇ આવ્યો. તેને શાહઝાદાનાં કપડાં પહેરાવ્યાં. રાજમાતા આંસુ ભરી આંખે સોદાગરને પોતાનો

શાહઝાદો સોંપી અજીજી સાથે કહે છે કે "ભલા ભાઇ ! તું મારો ધર્મનો ભાઇ છે, દુ:ખીઆરી બહેન કલેજાના ટુકડા સમાન નિર્દોષ દિકરાને ગુલામના વેષે બીન કીંમતે વેચે છે ! જો મારી હાલત ઉપર દયા આવતી હોય તો એને મારા રાજ્યથી દુર કોઇ પણ નિર્ભય જગ્યાએ લઇ જાવ. ખુદા તમારૂં ભલું કરશે.

એશિઆ માઇનર, ઇરાન, શીરાજ વગેરે જગ્યાએ ફરતો આ સોદાગાર હી. ૮૬૪માં હિંદુસ્તાનમાં આવ્યો આ વખતે શાહજાદા યુસુફની ઉમ્મર ૨૪ વર્ષની હતી. સોદાગર ખ્વાજા મહમદે તેને કેળવણી આપવામાં કચાશ રાખી ન હતી. લશકરી કેળવણી, હસ્તકળા, સંગીત વિદ્યા વગેરે અનેક હુન્નર કળામાં શાહઝાદો પ્રવીણ બન્યો હતો.

આ સમયમાં દક્ષિણમા બ્રાહ્મણી રાજ્યની આણ વર્તી રહી હતી. ત્યાંનો વજીર મહમુદ કાવાન ઉર્ફે ખ્વાજએ જહાં નામે હતો. ખ્વાજા ઇમાદુદ્દીન અને દક્ષિણના વજીર મહમુદ કાવાન વચ્ચે પ્રથમથી મિત્રાચારીનો સંબંધ હતો, જેથી તે વજીર માર્ફતે શાહઝાદા યુસુફને બ્રાહ્મણી દરબારમાં રજુ કર્યો. શાહઝાદાની ચપળતા, સદાચાર અને સ્વરૂપ જોઇ બ્રાહ્મણી બાદશાહ નીઝામશાહ તથા તેની મા મખદૂમએ જહાં ઘણાં ખુશ થયાં. શાહઝાદા યુસુફને ઘોડા રખાનાના મુખ્ય અમલદારની જગ્યા આપી.

શાહઝાદા યુસુફની ચઢતીનું આ પહેલું પગથીઉં હતું. સુલતાન મહમદશાહ બ્રાહ્મણી ગાદીએ બેઠા ત્યારે યુસુફને માસિક ત્રણસો રૂપીઆની જગ્યા મળી, પછી પાંચસો રૂપીઆનો અમલદાર બન્યો. ધીમે ધીમે યુસુફનો દરજ્જો એટલો બધો વધી ગયો કે તેને આદીલખાનનો ખીતાબ મળ્યો તથા માસિક હજાર રૂપીઆ પગાર

મેળવતા અમલદારોમાં તેની ગણના થવા લાગી. યુસુફ એક રાજ-
વંશી હતો અને તેના નસીબમાં રાજ્ય નિર્માણ કરેલું હતું, જેથી
સુલતાન મહમદશાહ બ્રાહ્મણીનું મરણ થતાં બ્રાહ્મણી રાજ્ય કમજોર
થઇ ગયું. હીજરી ૮૯૬ માં યુસુફ પોતે બાદશાહ બની બેઠો અને
બીજાપુરમાં તેના નામનો ખુત્બો તથા સિક્કો ચાલુ થયો.

યુસુફ આદીલખાન હવે યુસુફ આદીલશાહ નામ ધારણ કરી
રાજ્ય કરવા લાગ્યો, પરંતુ કેટલાક બ્રાહ્મણી સરદારો પોતાના
લશ્કર સાથે બળવો ઉઠાવતા હતા, જેમાં મુકટરાવ મરેઠો સરદાર
અને તેનો ભાઈ મુખ્ય હતા. બાદશાહને આ વાતની ખબર પડી,
જેથી બે હજાર ઘોડેસવાર તથા ચાર હજાર પાયદળ લશ્કર મોકલી
તે સરદારોને હરાવી તેમનાં બાલબચ્ચાં અને સ્ત્રીઓને કેદ કર્યાં.
(જુઓ તઝકરએ ખવાતીને દકકન પૃ૦ ૩૩).

આ કેદ પકડેલાઓમાં મુકટરાવની એક બહેન હતી, જેની
ઉમર સોળ વર્ષની હતી. અતિ રૂપાળી તથા બુદ્ધિશાળી હતી. વળી
લશ્કરી કેળવણી લીધેલી હોવાની હકીકત બાદશાહની જાણમાં આવતાં
ઝનાનખાનામાં દાખલ કરવાનો હુકમ આપ્યો. (જુઓ તઝકેરએ
ખવાતીને દકકન પૃષ્ટ ૩૪).

બાદશાહે પોતે તેણીને ઇસ્લામનું આમંત્રણ આપ્યું જે તેણે
કબુલ કર્યું. પછી શરીઅત મુજબ નિકાહ પઢાવવામાં આવ્યો અને
"પુંજી ખાતુન" નામ રાખવામાં આવ્યું. આગળ ચાલતાં માલુમ
પડશે કે પુંજી ખાતુને અનેક પોલીટીકલ કાવાદાવા પસાર કરી
રાજ્યકીય કારોબારની મુશ્કેલીઓ દુર કરી છે.

૧૦

પુંજી ખાતુનને પેટે ચાર ફરજંદ થયા છે એક શાહઝાદો ઇસ્માઇલ જે ઇસ્માઇલ શાહના નામે ગાદી વારસ બન્યો છે અને બીજી ત્રણ શાહજાદીઓ હતી. એક સુલતાના મરીયમ જે બુર્હાન નીઝામશાહ ( અહમદનગરવાળા ) ની સાથે પરણાવી હતી, બીજી સુલતાના ખદીજા, જેણે શેખ અલાઉદ્દીન ઇમાદુલ્મુલ્કનું ઘર આબાદ કર્યું હતું, ત્રીજી શાહઝાદીનું લગ્ન શાહમહમૂદ બ્રાહ્મણીના શાહઝાદા સાથે થયું હતું.

પુંજી ખાતુનને બાદશાહ બેગમ બન્યાને વીસ બાવીસ વર્ષ થયાં હતાં કે તેના સૌભાગ્યનો ચંદ્ર ઝાંખો થવા લાગ્યો. ઘડપણને લીધે બાદશાહ ઘણો વખત બિમાર રહેતો હતો, જે હીજરી ૯૧૬ માં બીજાપુર મુકામે મરણ શરણ થયો.

સુલતાન મહમૂદ બ્રાહ્મણીના સરદારો પૈકી કમાલખાન દખણી નામે એક સરદાર હતો, જેનુ યુસુફ આદીલશાહના વખતમાં સારૂ ચલણ હતું. યુસુફ આદીલશાહે તેને અભય વચન આપી બોલાવ્યો હતો અને ભારે હોદ્દો આપ્યો હતો. યુસુફ આદીલશાહ જ્યારે મરણ પથારીએ પડયો ત્યારે કમાલખાનના દરજ્જામાં વધારો કરવા ઉપરાંત દરીયાખાન ફખ્રુલ મુલ્ક, મીરજા જહાંગીર, હૈદરબેગ વગેરે ઉમરાવોને બોલાવી તેની તાબેદારી કરવાની વસીયત કરી હતી. શાહઝાદા ઇસ્માઇલ જે આ વખતે નાની ઉમરનો હતો, તેને ગાદીએ બેસાડવા પુંજી ખાતુને ઉપર જણાવેલા ઉમરાવોની સલાહ લઇ અબુલ્મુઝફ્ફર ઇસ્માઇલ આદીલશાહ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો.

થોડા સમય બાદ દરીયાખાન અને ફખ્રુલમુલ્ક મરણ પામ્યા. તેમની જાગીરો અને ધન માલ કમાલખાને પોતાના ફરજંદને નામે

કરાવી દીધી. મીરજા જહાંગીર અને હૈદરબેગનું જોર તોડી નાખ્યું. જે અમીર કે સરદાર મરી જતા તેની જાગીર ખાલસા કરવાને બદલે પોતાના સગા વહાલાને નામે કરી દેતો જેથી ધીમે ધીમે તેનું જોર ઘણું વધી ગયું.

આ સમયમાં આજુ બાજુનાં રાજ્યમાં શું બનતું હતું? વિજયનગરના શિવરાય રાજાના પુત્રને તેના સંબંધીએ રાજ્યમાં સત્તા વધાર્યા બાદ ઝેર દઈ મારી નાખ્યો હતો. મરનારના નાના ભાઈને પોતાનું હથિયાર બનાવી પાછળથી પોતે રાજ્ય પચાવી પડયો હતો. કાસીમ બુરીદ તુર્કે પોતાનો સિક્કો તથા ખુત્બો ચાલુ કર્યો હતો. આ બધા બનાવો કમાલખાન દખણીની નજર નીચે બન્યા હતા. વધારામાં યુસુફ આદીલશાહે બ્રાહ્મણી રાજ્યને પલટાવી કેવી રીતે આદીલશાહી સત્તા જમાવી હતી, તે પણ કમાલખાન જાણતો હતો. આ બધા બનાવોથી તેના દિલમાં એક જોશ પેદા થયો, વળી તેની વધતી જતી તાકતના ઘુમંડે તેને પુંજી ખાતુંન અને ઈસ્માઈલ સાહનો કાંટો દુર કરી પોતાનો સિક્કો તથા ખુત્બો ચાલુ કરવાનું મન થયું.

તુર્ક અમીર કાસમ બુરીદ (કે જેણે પાછળથી બુરીદીયા રાજ્ય સ્થાપ્યું હતું તે)ને હાથમાં લઈ કમાલખાને પુંજી ખાતુન તથા ઈસ્માઈલ શાહને બીજાપુરના એક મજબુત કિલ્લામાં કેદ કર્યા. કિલ્લાની સંભાળ રાખવા કમાલખાને પોતાના ફરજંદનો પહેરો મુકયો હતો. તુર્ક અમીર કાસમ બુરીદની ઉપરા છાપરી ફત્તેહ થતી હોવાથી તે કમાલખાનનો કાંટો સાફ કરવા ચાહતો હતો. કારણ કે તેના કરતાં હાલમાં પોતાનું જોર વિશેષ છે, એવું તે જાણતો હતો. તુર્ક અમીર કાસમ બુરીદની ફતેહથી કમાલખાન જાહેરમાં ખુશ થતો હતો પરંતું

અંબરખાને વિચારતો હતો, કે કદાચ તે મારૂં કાસળ કાઢશે. બંનેની દોનત બુરી હતી બંને લુટેરા હતા. કાસમ બુરીદે બીજાપુર ઉપર હલ્લો કર્યો.

આ વખત કમાલખાન દાવપેચ રમી ગયો. નજરબંદ કરેલા બાદશાહને કિલ્લા બહાર કાઢયો. રૈયતને અપીલ કરી કે તમારા મુલકને ભયંકર આફતમાંથી બચાવો. પુંજી ખાતુન ડરી ગઇ કે વખતે મારા દિકરાને મારી નાખશે, પણ જબરાઇથી જ્યારે તેને દિલાસો આપ્યો તો બિચારી ચુપ થઇ ગઇ. રૈયતને ખબર પડી કે આજે અમો અમારા બાદશાહના દર્શન કરીશું તો ટોળે ટોળાં બાદશાહ પાસે જવાં લાગ્યાં. બાદશાહને દીઠો, રૈયત દુઆ દેવા લાગી. આવી રીતે કમાલખાન પોતાનું કામ કાઢી લઇ તુર્ક અમીર કાસમ બુરીદથી નિર્ભય થયો.

હી. ૯૧૯માં કમાલખાન રાજ મેળવવા બેચેન થયો. ચાર હજાર લશકર એકઠું કરી અમીર વર્ગની સલાહ લેવા લાગ્યો. વિરૂદ્ધ પડે તેવું કોઇ હતુંજ નહિ. વિરૂધ્ધ પડે તો જીવ જાય! સર્વેને જીવ વહાલો હોય છે. નજુમીઓને બોલાવ્યા. તેમણે વિચાર કરી કહ્યું કે આ માસમાં પંદર દિવસ તમારે માથે ભાર છે. જો તેટલા દિવસ સહી સલામત વીતી જાય તો આખું દક્ષિણ તમારા પગ ચુમવા તૈયાર છે.

આ સાંભળી કમાલખાન ઘણો દીલગીર થયો. વિચાર વમળમાંથી બચવા માટે અર્ક નામના એક મજબુત કિલ્લામાં ભરાઇ બેઠો. તાવ તથા માથાના દર્દનું બહાનું બતાવી હુકમ આપ્યો કે શહેરનો અથવા બહારનો ગમે તે માણસ હોય તેણે મને મલવું નહિ. મારા લડકા સફદરખાનને કુલ અખ્તિયાર મેં સોંપ્યો છે માટે તેને મળવું.

બીજી તરફ શહેરમાં વીજળી વેગે ખબર ફેલાઈ ગઈ કે કમાલખાન દખણી ઇસ્માઇલ શાહને પદભ્રષ્ટ કરી ગાદી પોતે પચાવી પડવા ચાહે છે. રૈયત બેચેન થઈ રહી હતી, કે આ ગરીબ શાહઝાદા તથા તેની દુઃખીઆરી માની ઝાલીમ કમાલખાનના હાથે શી ગત થશે?

આ ખબર શાહી ઝનાનખાનામાં પહોંચી. પુંજીખાતુનને ઘણું માઠું લાગ્યું, છતાં હિંમત અને હોશિઆરી છોડી નહિ. યુસુફ નામે ઇસ્માઇલ શાહનો એક અંગરક્ષક હતો તેને બોલાવી કહ્યું કે તુ સારી પેઠે જાણે છે કે જીંદગી એવી ચીજ છે કે તેના બનાવો અનંત છે. ગુલામ હોય કે માલીક, અમીર હોય કે ગરીબ, સર્વેને જીંદગી પ્યારી છે. આમ હોવા છતાં દુન્યામાં હમેશાં કોઈ રહ્યું નથી, અને રહેનાર નથી, એ તું જાણે છે. કિસ્મતમાં લખેલું જરૂર થઇનેજ રહે છે. મોતના પંજામાંથી કોઈ બચનાર નથી. મોતના ફીરસ્તાને એક દિવસ આ અનંત આશાવાંદી જીવન જરૂર સોંપવું પડશે. યુસુફ! હું તને અંગરક્ષક તરીકે નોકર સમજતી નથી. શરૂઆતથી તું અમારો સંબંધી છે અને તારી નીમક હલાલી વડે તું અમારો ખાસ નજીકનો માણસ થઈ ચુકયો છે. તારાથી આશા રાખું છું કે ખુદા વંદે કરીમ અમો લાચાર માટે તારા દીલમાં દયા ઉતારશે. હિમ્મતનો પટટો કમરે બાંધી તૈયાર થા. જે ઘડી જાય છે તેને અણમોલ સમજી લે. ઝાલીમ કમાલખાનની લુચ્ચાઈ અને નીમકહરામીથી હવે કોઇ અંજાણ નથી. ખુનથી ખાકને રંગીન કર. તારા નાનકડા બાદશાહનો નીમક હલાલ બની દુન્યામાં નામના મેળવવા હોશિયાર થા.

યુસુફે પુંજી ખાતુનની ચરણરજને ચુંબો કરતાં કહ્યું, નામદાર મલકએ જહાં ! આપના હુકમને અમલમાં મુકવા જેવી મોટાઇ હું બીજી કશામાં સમજતો નથી. તમારા અનેક જાનો બચાવતાં મારો એક જાન જાય તેની મને જરાયે પરવા નથી, પણ વીસ હજાર દક્ષીણીઓ તથા હબસીઓનો મુકાબલો કરવો એ સહેલ નથી, આપણા જીવ જોખમમાં નાંખવા એજ તેનુ છેલ્લું પરિણામ છે.

પુંજીખાતુને કહ્યું, જો, તું સત્યના બેલી જગત કિરતારનો ભરોસો રાખી, તારા માલિકની વફાદારીમાં જીવની ભેટ આપવા તૈયાર થઇ જા. આ નાશવંત દેહ કે જે આજ નહિ તો કાલે જરૂર માટીમાં મળનાર છે, તો પછી નામના મેળવી આજે શા માટે ન મરવુ ! તેવો પાકો ઇરાદો કરી હોશિયાર થઇ જાય તો માલીકની મહેરબાનીથી તારે હાથે એવું તો રૂડું કામ થશે કે એક નીમકહરામના ફિસાદથી દેશને છુટકારો મળશે.

યુસુફે વિનંતી કરી કહ્યું, કે આ ગુલામ સારી રીતે જાણે છે કે કમાલખાન જયારે ગાદીએ બેસશે, ત્યારે કત્લનો હુકમ જેને માટે કાઢશે તેમાં મારોજ નંબર પ્રથમ હશે, જેથી જીવની મને જરાએ દરકાર નથી. મારાં સદભાગ્ય એવાં કયાંથી કે વફાદારીના લીષ્ટમાં મારૂં નામ દાખલ થાય ! મારી વિનંતી તો એ છે કે હું મરૂં તો કાંઇ હરકત નહી. પણ સાથે કમાલખાનને પણ લેતો જાઉં એવી સરળ તદબીર બતાવો.

પુંજી ખાતુને કહ્યું, શુરવીર બંધુ ! તે તદબીર મેં પ્રથમીજ ગોઠવી રાખી છે. અમારી નાની મોટી વાત સાંભળી કમાલખાનને પહોંચાડવા માટે તે નીમકહરામે જાસુસ તરીકે એક બરદી બોરસ

અહીંઆ રાખેલી છે. કમાલખાન બિમાર છે તો તેના સમાચાર પુછવા મારા તરફથી તેને હું કમાલખાન પાસે મોકલું છું. હું તે જાસુસ ઓરતને એવી તો હાથમા લઉં છું કે તે પોતે તને કમાલખાન પાસે લઇ જશે. જે વખતે તે પાનબીડું આપે તે વખતે તારે શું કરવું તે સાંભળ! હિંમતથી સાવચેતીથી તારા માલીકની વફાદારી માટે તારા જીવનો ભોગ આપવા તત્પર થઇ ખંજરથી તે પાપીનું પેટ જેમ ચાલણીમાં છેદ હોય છે તે પ્રમાણે છેદી નાખવું.

યુસફ જયારે રાજી ખુશીથી જવા તૈયાર થઇ ગયો ત્યારે પુંજી ખાતુને પેલી જાસુસ ઓરતને બોલાવીને કહ્યું, યુસુફ આદીલશાહના મરણ પછી હું હમેશાં બેચેન રહેતી હતી. કારણ કે મારો શાહઝાદો ઘણો નાનો છે. વખતે એહમદશાહ સંજરી મારા દિકરાની સલ્તનત ઉપર હાથ ચલાવી જાય તેનો મને ડર રહેતો હતો, પણ જ્યારથી રાજ્યની લગામ કમાલખાનના હાથમા આવી છે, ત્યારથી તે દગદગામાંથી મને છુટકારો થયો છે. રૈયત ઘણી આબાદ છે અને રાજ કુટુંબ ઘણા આરામથી દિવસો ગુજારે છે. હાલમાં બે ત્રણ દિવસ થયાં મારા સાંભળવામાં આવ્યું છે કે મારા શાહઝાદાથી એ વધારે વહાલા કમાલખાનની તબીયત બેચન અને બિમાર છે. આ ખબરથી હું ઘણી ઉદાસ છું. મને તેમના સારા સમાચાર મળે તોજ શાન્તિ થશે. મારા તરફથી તમો જાવ અને સારા સમાચાર લઇ જલ્દી આવો. આ બાર હજાર હવન ( દક્ષિણામાં ચાલતું સિક્કાનાણું ) તમને આપું છું, જે કમાલખાનને માથે ઓવારી ગરીબોને વહેંચી દેજો. મીઠી મીઠી લાગણી ભરેલા બોલ કહી તેને વિદાય કરી ! થોડાક કદમ ચાલી હશે કે પાછી બોલાવી કહ્યું કે આ અમારો અંગરક્ષક

યુસુફ લાંબા વખતથી હજ કરવા જવાનો વિચાર રાખે છે, પણ કહે છે કે જયાં સુધી નામદાર કમાલખાન ખુશીથી રજા ન આપે ત્યાં સુધી મારી હજ કબુલ થાય નહિ, તેથી તેને તમારી સાથે લેતાં જાવ, અને ખાન સાહેબ સાથે એવી રીતે મુલાકાત કરાવી આપો, કે તે બિચારાને મક્કા શરીફ જવાની રજા મળી જાય, તથા ખાન સાહેબ પાસે તેમના મુબારક હાથે લખાણ કરાવી આપો કે રસ્તામાં તેની કોઇ રોક ટોક કરે નહિ. લ્યો આ ખીદમતના બદલામાં તમને હું ભેટ આપું છું, એમ કહી પુષ્કળ નાણું આપ્યું.

હવે તે જાસુસ ઓરત કમાલખાન દખણી પાસે જાય છે. પુંજી ખાતુને જે મીઠા બોલ કહ્યા હતા તેમાં વધારો કરી ખાન સાહેબને સંભળાવે છે, વળી બાર હજાર હવન પુંજી ખાતુન તરફથી માથે ઓવારી ખેરાત કરે છે અને યુસુફ હજ કરવા જાય છે તે બાબતથી કમાલ ખાનને વાકેફ કરે છે. રાણીના આ વરતાવથી કમાલ ખાન ઘણો ખુશ થયો અને મનમાં સમજી લીધું કે હવે હુંજ ગાદીનો માલીક છું. પુંજી ખાતુનને ખુશ કરવા યુસુફને એકાંતમાં બોલાવ્યો અને કહ્યું, યુસુફ! હું તને ખાસ દોસ્ત માનું છું, તેં હજ જેવા નેક કામની નૈયત કીધી છે, જેથી હું તને રોકી શકતો નથી, પણ ત્યાંથી પરવારી જલ્દી આવી જજો. હું તને મારા વફાદાર અમીરોમાં દાખલ કરીશ. પુંજી ખાતુનના શીખવ્યા મુજબ યુસુફે મીઠી મીઠી મોટાશ ભરેલી તારીફ કરી કમાલ ખાનને ખુશ કીધો! વિદાયગીરીનું પાનનું બીડું આપવા કમાલખાને યુસુફને પાસે બોલાવ્યો. દક્ષિણના લોકોમાં તે વખતે રિવાજ હતો કે મોટા માણસે આપેલું પાનબીડું ખભા ઉપર મૂકેલી ચાદરમાં લેવું જોઇએ, જેથી યુસુફ પોતાનો હાથ

તે આદર નીચે કે જ્યાં ખંજર સંતાડ્યું હતું ત્યાં લઈ ગયો. જ્યારે કમાલ ખાન પાન આપવા લાગ્યો, ત્યારે ઘણી હિમ્મત પૂર્વક ખંજર ખેંચીને એવા જોરથી કમાલ ખાનની છાતીમાં ભોંકી દીધું કે તે પાપીના લોહીથી મકાન તરબોળ થઇ ગયું.

કમાલ ખાનની મા જીવતી હતી. પંદર દિવસ માથે ભાર છે એવું નજુમીઓએ જણાવેલું હતું, જેથી દિકરાની આફત દૂર થતાં સુખની ઘડીની રાહ જોઈ રહી હતી, કે ક્યારે પંદર દિવસ પુરા થાય અને મારો કમાલ ખાન ગાદીએ બેસે. અચાનક દિકરાના મોતના સમાચાર જાણી તેને દુન્યા શૂનશાન જણાવા લાગી. યુસુફ તથા પેલી ઘરડી ઓરત બંનેએ મળી આવું કામ કર્યું છે, એવા વિચારથી તે બંનેને તરતજ કતલ કરાવ્યાં. પોતાનાં માણસોને સમજાવ્યાં કે આ રડવા કકળવાનો વખત નથી. કમાલખાનને જીવતા માણસોની પેઠે મહેલમાં તખ્ત ઉપર બેસાડયો. આ બધું કરવાનું કારણ માત્ર એજ કે લોકો તે જીવતો છે એવું સમજે. એક ખાસ માણસ મોકલી સફદરખાનને બોલાવ્યો. આ બાબતની તેને જરાએ ખબર ન હતી. બાપની લાશ દેખી પોક મૂકી રડવા લાગયો! દાદીએ પૌત્રના (પોતરાના) મુખે હાથ મૂકી કહ્યું કે ખબરદાર! ઘોંઘાટ કર્યો તો કરેલા કામમાં ખલલ આવશે. આ વખતે મરદાઇથી કામ કરો. પુંજી ખાતુન અને ઇસ્માઇલશાહ ઉપર શમશેર ચલાવી બાપનું વેર વાળો. ગાદી તાકીદે કબજે કરો.

સફદરખાન આ વખતે પચીસ વર્ષનો નવ જવાન હતો તે ડરી જઇ કહેવા લાગ્યો કે મારો બાપ માર્યા ગયાની ખબર હજુ ઘણા થોડા લોકોને છે, પણ જ્યારે આ વાત ખુલ્લી થઇ જશે તો

અમારા સઘળા માણસો અમારાથી ફરી જશે, જેથી અમો શી રીતે બદલો લઇ શકીશું? બહેતર તો એ છે કે આ ખબર ફેલાવા પહેલાં આપણે જીવ બચાવી કિલ્લામાંથી બહાર નીકળી કોઇ નિર્ભય સ્થળે છુપાઇ જઇએ. કમાલખાનની માએ પોતરાને ફિટકાર આપતાં કહ્યું કે તમે બાપનું નામ વગોવ્યું છે! આમ ગભરાવાથી શું થવાનું છે? દુશ્મનને દબાવવા કિલ્લામાં જેટલાં માણસ છે તે પૂરતાં છે. કિલ્લાના દરવાજા બંધ કરવાનો હુકમ આપો. તમે કિલ્લા બહાર નીકળી તમારા શુભેચ્છકો તથા વફાદાર લશ્કરને હુકમ આપો કે નામદાર કમાલખાન સાહેબે હુકમ આપ્યો છે કે પૂંજી ખાતુન તથા ઇસ્માઇલશાહના મસ્તકો છેદી હુઝુરમાં રજુ કરો. આ હુકમનો અમલ કરવા મને ફર્માવ્યું છે. પછી બધાને સાથે લઇ, શાહી ઝનાનખાનાને ઘેરો ઘાલી આદીલશાહી ખાનદાનનું નામનિશાન નાબુદ કરો. હવે સફદરખાન તૈયાર થઇ ગયો, કિલ્લાના દરવાજા બંધ થઇ ગયા. ઇસ્માઇલ આદીલશાહને કતલ કરવા સફદરખાન કિલ્લાથી બહાર નીકળ્યો.

પેલી જાસુસ ઓરત અને યુસુફ વિદાય થયા પછી કિલ્લામાં શું બન્યું તેથી પુંજી ખાતુન બીલકુલ અંજાણ હતી. યુસુફ પોતાના વિચારમાં ફતેહમંદ નિવડ્યો કે નહી તે પણ જાણતી ન હતી. વળી યુસુફ જીવે છે કે મરી ગયો તે સરખુએ તેની જાણમાં આવ્યું નહતું. સફદરખાન પોતાના દિકરાને કતલ કરવા સંખ્યાબંધ માણસો લઇ આવે છે તે ખબર પહોંચી તો પુંજીખાતુનને શક પડ્યો કે યુસુફથી કામ બન્યું નહિ. તેણે પોતાનો જીવ બચાવવા મારું નામ લીધું હશે. તેને ગભરામણ ઘણી થવા લાગી હાથ પગ ધ્રુજવા લાગ્યા! પણ આ

ઓરતે મર્દાની હિંમતથી કામ લીધું. ખ્વાજા સંદલ કે જે દિવાન-ખાનામાં પહેરેદાર હતો, તેને મહેલના દરવાજે બોલાવ્યો. સારા નસીબે તે દિવસે પહેરેદારોમાં સો મોગલ, બસો દખણી, અને ત્રણસો હબસી હતા. સફદરખાન જાણતો હતો કે આ બધાતો આપણને માનનારા છે જેથી તેમની તેને પરવા નહતી.

પુંજી ખાતુને મહેલના દરવાજા આગળ પરદામાં રહી મોટે અવાજે કહ્યું કે કમાલખાન એવું ઇચ્છે કે ઇસ્માઇલ શાહને મારી પોતે બાદશાહ બની બેસે તો આવા સંજોગોમાં જેમને નીમકહલાલી સાથે ઇજ્જત આબરૂ વહાલી હોય, તેમણે અમારી સાથે રહી દુશમનોનો નાશ કરવામાં અમારી મદદ કરવી જોઇએ. દુશમનોની સંખ્યા વધુ છે, તે હું જાણું છું, પણ તેથી ગભરાશો નહિ. નીમકહરામીને લીધે તેમનું બળ ટકવાનું નથી. જેને પોતાનો જીવ વહાલો હોય તેણે અહીંથી તાકીદે ચાલ્યા જવું. નીમકહલાલીનો જેનામાં છાંટોએ અસર ન હોય તેની અમારે જરૂર નથી. ગરીબોનો બેલી, નિરાધારનો આધાર અમને જરૂર બચાવશે ! મતલબ કે અર્ધાં તો વફાદાર રહી કિલામાં દાખલ થયા અને અર્ધા સફદરખાનને મળી ગયા.

છેવટે આ બહાદુર શુરવીર ઓરતની મહેનતના પરિણામે ઇસ્માઇલ આદીલશાહને ગાદી મળી જે હી. ૯૪૧ સુધી રાજ્ય ચલાવતો રહયો. પુંજી ખાતુને કઇ સાલમાં અને કેટલી ઉમરે દેહ છોડી તેની પુરી ખબર નથી, છતાં તે પોતાના દિકરાના મરણ પછી પણ જીવતી હતી, તેમા તો શક જેવું નથી. બલ્કે તેણે પોતાના પોતરા આદીલશાહને પોતાના હાથે ગાદીએ બેસાડયો હતો. અમીર ઉમરાવોએ તેની સંભાળ રાખવી એવી તાકીદ આપી પોતાની જાગીર માલેગાંવમાં

જઇ તે યાદે ઇલાહીમાં મશગુલ થઈ. આદીલશાહ ઉપર કોઇ રોક ટોક ન રહી, જેથી તે એશ આરામમાં પડી ગયો. રાજયવહિવટમાં અંધેર થવા લાગ્યું. યુસુફ તુર્ક કોટવાલ અને અસદખાન જેવા ન્યાયી વજીરો બાદશાહના બુરા ચલણથી કંટાળી રાજયથી અલગ થઇ ગયા. પુંજીખાતુનને પોતરાના અયોગ્ય વર્તનની ખબર મળી, જેથી પોતાની જાગીરમાં બેઠાં બેઠાં હુકમ આપ્યો કે તેને પદભ્રષ્ટ કરી શાહઝાદા ઇબ્રાહીમને ગાદી સોંપો. અમીરો પ્રથમથીજ નારાજ હતા રૈયત પણ બાદશાહથી નાખુશ હતી. યુસુફ તુર્કે કિલ્લામાં દાખલ થઇ બાદશાહ અને તેના ભાઈ અનુખાનને કેદ કરી શાહઝાદા ઇબ્રાહીમને ગાદીએ બેસાડયો જે અનુક્રમસર ઇબ્રાહીમ આદીલશાહના નામથી ઓળખાયો. ત્યાર બાદ પુંજી ખાતુનનું નામ ઇતિહાસમાં માલુમ પડતું નથી. અનુમાન કરવામાં આવે છે કે તે પોતાની જાગીરમાંજ દફન થઇ હશે.



# રાણી પાર્વતી.

આ રાણી એક મહાન લડાઈ પછી મુસલમાનોના કબ્જામાં આવે છે. તેને ઇસ્લામનું આમંત્રણ આપતાં તે ઘણી ખુશી સાથે સ્વીકારી બાદશાહના ઝનાનખાનામાં દાખલ થાય છે, તે હકીકત પાછળ આવશે.

આ હુસ્નની દેવી રાજા ઝુજાર સીંગ બીન નરસીંગ દેવ (તે બુંદેલાના રાજા) ની ઘણી માનીતી રાણી હતી. તેના હુસ્નની તારીફ ઘણી રમુજ સાથે વર્ણાવવામાં આવેલી છે. દુન્યામાં સ્વરૂપવાન

સુંદરીઓનું જ્યાં બયાન કરવામાં આવે છે, ત્યાં આ સૌંદર્યની પ્રતિમા રૂપ પાર્વતીનું બયાન જરૂર કરવામાં આવે છે. આ રાણી મધ્યમ કદની હતી. તેના હાથ પગ જરા મોટા હતા, છતાં એકંદર શરીરના પ્રમાણમાં શોભીતા હતા. શરીરનો રંગ ખુલતો અને ઘઉં વરણો હતો. વિશાળ પેશાની અને મોટી મોટી મસ્ત આંખો તીરછા વર્તુળાકારમાં ચમકતી હતી. નાગને શરમાવે તેવી લાંબી લાંબી લટો હુસ્નમાં વધારો કરતી હતી. સારાંશકે માથાથી પગ સુધી દરેક અવયવની રચના અનોખી હતી. એક હુસ્નની પુતળી નૂરના બીંબમાં ઢાળવામાં આવી હોય, તેવું તેનું સૌંદર્ય સરજ્યું હતું. તે ઘણી સદાચારી અને મીલનસાર હતી, છતાં તેની આકૃતિ ઉપર રોબ અને દબદબાનાં ચિન્હ ટપકી રહેતા હતાં. તેના સુંદર ગુલજાર ગાલ ઉપર ઝીણી ઝીણી આસમાની રંગની રેખાઓ ઘણી સુંદર જણાતી હતી.

ઝુંજારસીંગ ઘણો દિલેર અને શુરવીર યોદ્ધો હતો. રાણીની દરેકે દરેક મરજી પુરી કરવા હમેશાં તે તૈયાર રહેતો હતો. રાણી પાર્વતી જેવી સુંદરી હતી તેવી શુરવીર પણ હતી. જેમ સૌંદર્યમાં તે અજોડ ગણાતી હતી, તેમ શુરવીતામાં પણ અજોડ હતી. ઝુંજર-સીંગની જીંદગીમાં દરેક ભયંકર લડાઇમાં તે હથિયાર સજી ધણીની સાથે રહી લડાઈના મેદાનમાં અણીના વખતે પોતાની જવાંમર્દીનું પાણી બતાવતી હતી. હીજરી સ. ૧૦૪૫માં શાહજહાં બાદશાહનું ખુન્ખવાર ભારે લશકર ઝુંજારસીંગને ઘેરો નાખી પડયું હતું તે અરસામાં રાણી પાર્વતી પોતાના ધણીની બાજુમાં રહી નિડરપણે જોર શોરથી સામા પક્ષના હુમલા રોકી રહી હતી. મરદાની હિંમતનો કમર પટો બાંધી તનતોડ કોશીશ કરી શાહી ફોજને તલવારનો

જવાબ તલવારથી આપતી હતી. રાણી પાર્વતીએ આ લડાઇમાં પોતાના ધણીને અનહદ મદદ આપી જવાંમર્દી બતાવી લડાઇમાં વિજય મેળવવા પોતાનો જીવ જોખમમાં નાખ્યો, પરંતુ ઝુજાર રાજાના નસીબમાં પડતી લખેલી હશે તેનું શું કરવું ? ચારે બાજુથી તે ઘેરાઇ ગયો. લડાઇમાંથી જીવ લઇ નાસી છૂટ્યો, છતાં ધણી હિંમતપૂર્વક રાણી પાર્વતી લડાઇના મેદાનમાં ટકી રહી. પીઠ બતાવી જીવ બચાવવા કરતા મરવું બહેતર સમજી લડાઇ ચાલુ રાખી. દુશ્મનોના હાથે કેદ થવું એ મેદાનમાંથી નાસવા કરતાં બહેતર છે, એવો પાકો ઇરાદો કરી લીધો.

રાજા ઝુજારસીંગનો બાપ રાજા નરસીંગદેવ બુંદેલા તે નુરૂદ્દીન મોહમ્મદ જહાંગીર બાદશાહનો ઘણો વફાદાર સાથી હતો. જહાંગીરના બચપણથી તે મરતાં સુધી નરસીંગદેવ ખાસ નોકર તરીકે રહ્યો હતો અને હમેશાં વફાદારીનાં કામ કરતો હતો. જલાલુદ્દીન અકબર જ્યારે દક્ષિણના મુલકમાંથી પાછો ફર્યો હતો, તે અરસામાં જહાંગીરના ઇશારાથી શેખ અબુલફઝલને આ રાજા નરસીંગદેવેજ મારી નાખ્યો હતો. આ કામના બદલામાં જહાંગીર જ્યારે ગાદીએ બેઠા, ત્યારે ઊરછાનો કિલ્લો કે જે ફળદ્રુપ પરગણું હતું, તે રાજા નરસીંગદેવને લખી આપ્યું હતું. આ ઉપરાંત વફાદારી અને લાગણીવાળાં કેટલાંક એવાં કામ કર્યાં હતાં, કે બાદશાહી દરબારમાં તેની ખુરસી પડતી હતી. દરબારીઓની નજરમાં તે ઇઝઝતદાર અને ઘણા મોભાવાળો મનાતો હતો. હવે જ્યારે જહાંગીરી હકુમતમાં સહેજ નરમ પોચું જણાવા લાગ્યું, ત્યારે નરસીંગદેવ માથું ઉંચકવા લાગ્યો અને ચોગરદમ બળવાની આગ ભડકાવી દીધી. તેણે રાખેલી

આશા કરતાં વધારે ફતેહ મળવાથી તેના મગજમાં મગરૂરીનો પવન ભરાયો. બાદશાહના હાથ નીચે રહેવું નાપસંદ કરી સ્વતંત્ર રાજ્ય કાયમ કરવા માટે શાહી મુલકમાં ખુના મરકી શરૂ કરી. મુસાફરો ઉપર ઘણી નિર્દયતાથી હાથ ચલાવવા લાગ્યો. હકુમતની ગુંચવાડા ભરેલી બાબતોમાં જહાંગીર એટલો બધો મશગુલ થઇ ગયો હતો, કે દેશમાં ઠેરઠેરે બળવા થાય છે, તથા રોજીંદા નવાં નવાં તોફાન ઉઠે છે, તેની પણ જહાંગીરને ખબર ન હતી. બળવાખોર નરસીંગ-દેવને આ અમુલ્ય વખત મળ્યો હતો. ટુંક સમયમાં ઘણો ખજાનો હાથ લાગ્યો. શાહી હકુમતનાં કેટલાંક પરગણાં દબાવી બેઠો, લશ્કરી તાકત વધારી લઈ ઇસ્લામી સલ્તનત નાબુદ કરવા કાવતરાં કરવા લાગ્યો. જહાંગીર જ્યારે હકુમતના ભેદી ગુંચવાડા ઉકેલી નવરો થયો, ત્યારે બળવાખોર નરસીંગદેવને દબાવવા તરફ ધ્યાન આપ્યું. એક ભારે ખુનખ્વાર લશ્કર તેનો નાશ કરવા કાયમ કીધું. ચારે તરફથી લશ્કર એકઠું કરી દીધું. હથિયાર સજી લશ્કરને કુચ કરવાના હુકમને દિવસેજ અચાનક બાદશાહ બિમાર પડી ગયો. બિમારી એવી ભયંકર આવી કે હજારો ઇલાજમાં નાસીપાસી મળતાં બાદ-શાહ આ ફાની દુન્યાથી રવાના થયો. જહાંગીરના મરણ પછી થોડા દિવસે હિંદના તખ્તનો વારસ અબુલ્મુઝફ્ફર શહાબુદ્દીન મહ-મદ શાહજહાં તખ્તનશીન થયો અને રાજ્ય વહિવટની લગામ હાથમાં લીધી.

શાહજહાંના વખતથીજ અંદરખાનાની લડાઇઓનું જોર વધતું ગયું છતાં તેના લાંબા વિચાર બળ અને દૃઢ હિંમતના પરિણામે તેના સમયમાં ઇસ્લામી ફતેહાનો અંત આવ્યો નથી. જો કે મહાન

અકબરના જેવી મહાન ફતેહો મોગલ સલતનતમાં બીજો કોઇ મેળવી શકયો નથી, છતાં આ મેદાનમાં શાહજહાં તેના નામવર બાપ જહાંગીરથી પાછળ પડતો માની શકાય નહિ રાજ્યમાં અવ્યવસ્થા વધી ગઇ, તો તે સુધારવા અને નરસીંગદેવના જુલ્મી કાર્યોની આગ બુજાવવા શાહજહાંએ ધ્યાન આપ્યું, તેવામાં ખબર મલી કે નરસીંગદેવ જહન્નમમાં પહોંચી ગયો છે. જહજારસીંગ જે હજુ સુધી શાહી નોકરીમાં હતો તે આ ખબર સાભળતાંજ પોતાના બાપના ચલણ પ્રમાણે ઘણો ખજાનો તથા કેટલાક દુરાચારી સાથીઓને લઈ આગ્રાના કિલ્લામાંથી નીકળી નાઠો. બુંદીલા પાસેના પહાડોની ખીણમાં એક ઉંચી જગ્યાએ પોતાનું હેડ કવાર્ટર કાયમ કર્યું આ બળવા ખોરની ખબર હુઝુર શાહીમાં પહોંચતા ખાનખાનાન અને મહોબતખાન કે જેમને ઘણી ફતેહો મેળવવાનું માન હતું તથા મોટા મોટા ભયંકર બળવાનો ખાતમા કરી દીધા હતા તેમને જહજારને દબાવવા હુકમ આપ્યો. આ બંને નામવર સરદાર દશ હજાર જંગી સવાર પાંચ હજાર બંદુકો વાળા અને અસંખ્ય ભાલાવાલું લશકર લઇ ઘણા રોબદાબથી રવાના થયા. બીજી તરફ સૈયદ મુજફ્ફરખાન અને ઇસ્લાખાન, દીલાવરખાન તથા સરદારખાન અને રાજા રામદાર તથા નઝર બહાદુર વગેરે વગેરે મોટા લશકરી અમલદારો બુંદીલા પાયમાલ કરવા ગોઠવવામાં આવ્યા વળી ખાનજહાન લોદી કે જે માળવાનો સરદાર હતો, તેને હુકમ કર્યો કે તમારા લસ્કર સાથે મહોબતખાનની મદદે જવું કાલપીને રસ્તે મોગલ સલતનતનો પુરાણો વફાદાર અફસર અબદુલ્લાખાન ફિરોજ જંગ પાંચહજાર સવારો સાથે બુંદીલા તરફ રવાના થયો. બહાદુર

ખાન રોહિલાને હુકમ કરવામાં આવ્યો કે બે હજાર અનુભવી બંદુકવાલા અને અસંખ્ય લશકર લઇ પુર્વ દિશાથી તમારે ઝુજાર ઉપર ખુનખવાર હુમલો કરવો. જ્યારે આ બધા સવારો જુદે જુદે રસ્તે થઇ રવાના થઇ ચુકયા ત્યારે ખુદ બાદશાહ સલામત એક જંગી લશકર લઇ શિકારનું બહાનું બતાવી રાજધાની આગ્રા છોડી નીકળી પડયા અને ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. ફતેહપુરમાં જઈ દરબાર ભર્યો. આગળ ચાલતાં ગ્વાલીઅરના પહાડોમાં શિકાર કરવા મશગુલ થયા. અહીંની રમણીય જગ્યાએ બાદશાહને થોડા દિવસ રોકી રાખ્યો. બગલાખોર ઝુજારસીંગને દબાવવા જે લશકર રોકયુ હતું તે ગ્વાલીઅરને રસ્તે થઈ મોટા મોટા પહાડો અને ડરામણી ખીણોનો રસ્તો પસાર કરતું ઝુજારના રાજ્યની લગભગ આવી પહોચ્યું. રાજા ઝુજારને નિર્ભય રીતે છુપાવાનો ઈરિજ નામનો કિલ્લો હતો તે ઘેરી લીધો. અબ્દુલ્લાહખાન અને ખાનજહાં લોદીએ બાહોશાથી ફોજને ઉપર ચઢાવી દીધી. લશકરના મધ્ય ભાગમાં ભારતસંગ બુંદેલાને અને પાછલા ભાગે બહાદુરખાન રોહિલા તથા નજરબંદને ગોઠવી પોતે લશકરને મોખરે રહ્યો. ઝુજારે પ્રથમથીજ લશકર ગોઠવી રાખ્યું હતું. શાહી લશકર થોડુંક ઉપર ચઢવા પામ્યું અને જેવું ઝુજારના મોરચા સુધી પહોચ્યું કે એકદમ ઝુજારનું લશકર શાહી લશકર ઉપર તુટી પડયું. ઝુજાર પોતે મોટું લશકર લઇ આગળ વધ્યો. શાહી લશકર વચમાં આવી ગયું અને ઘણી અવ્યવસ્થા થઇ. ગઇ આવું દેખતાં બહાદુર-ખાન રોહીલા અને નજર બહાદુરે ફોજને સંભાળવા હદ ઉપરાંત

કોશીશ કરી પણ ઝુજારના છુપાએલા લશ્કરે કંઈ એવું જોર માર્યું કે શાહી ફોજને સંભાળવા છતાં કાબુમાં રહી શકી નહિ. દુશમનોએ શાહી લશકરના પાછલા ભાગ ઉપર એવો સખત હુમલો કર્યો, કે લશકરમાં ભંગાણ પડવા લાગયું. આમ હોવા છતાં બહાદુરખાન રોહીલા અને નજર બહાદુર ઘણી ધીરજ સાથે અડગ રહયા અને એકવાર ફોજને બરાબર ગોઠવી એવો તો હલ્લો કર્યો કે ઝુજારના લશકરના હોશ ઉડી ગયા. આવા લગાતાર હુમલા ચાલું રહેતાં ઝુજારના લશકરમાં ભંગાણ પડયું તેવામાં કાંઈ એવી ગુંચવણ પડી કે તમામ ફોજ અવ્યવસ્થિત થઇ ગઇ. આ વખતે બહાદુરખાન અને નજર બહાદુર એકલા પડી ગયા. લડાઇના મધ્ય ભાગથી દુર વધી ગયા હતા, જેથી થોડાક કદમ પાછા હઠી ફોજને બરાબર ગોઠવવા ધાર્યું. આવા વિચારથી સ્હેજ પાછળ હડયા તેવામાં સામે શાહી ફોજની પાયમાલી થતી નજરે પડી. નજરબહાદુરની કુદ્રતી બહાદુરીનો ઉભરો ચઢી આવ્યો. એકદમ આગળ વધ્યો. બહાદુરખાન રોહીલો પણ સાથે હતો. બંને મળી ઝુજાર ઉપર હુમલો કર્યો અને પોતાની બહાદુરીનો અજોડ નમુનો બતાવી આપ્યો.

બંને લશ્કર કતાર બંધ હતું. બંને તરફથી એક પછી એક હુમલા થતા હતા તેવામાં ગ્વાલીયરમાં બાદશાહ સલામત જાતે આવવાની ખબર લશ્કરમાં પહોંચતાં દિલેરી અને હિંમતની તાજી રૂહ લશ્કરમાં ફુંકાવા લાગી. રાજા ઝુજાર અને તેના લશ્કરી અમલદારોના સાંધા ગગડી ગયા. તમામ લશ્કરને મેદાનથી હઠાવી ઇરજનો કિલ્લો, જે તેના રક્ષણની જગા હતી, તેમાં ભરાઇ બેઠો. શાહી ભાષા

જાણનાર એક છટાક્ષર બોલનાર અમલદારને પોતાના ગુનાની માફી માટે વકીલ તરીકે શહેનશાહની હજુરમાં રવાના કર્યો. હજુર વકીલે સરકારમાં જઇ વિનંતિ કીધી કે ઝુજાર હાથ જોડી અરજ કરે છે, કે હુજુર! આ કાળાં કૃત્ય કરનારનાં કૃત્યો કૃપાના પાણીથી ધોઇ નાખશો તો પછી આખી જીંદગી સુધી હુજુર સરકારની નાફરમાની કરવાની હિંમત કરૂ નહિ તથા આપની આજ્ઞા વિરૂદ્ધ એક ડગલું પણ ભરૂં નહિ. તેવામાં એક શાહી કાસદે આવી શહેનશાહની સેવામાં અરજ કરી કે અબ્દુલ્લાખાન, બહાદુરખાન રોહીલા અને ભારતસંગે શૂરવીરતાથી ઇરજનો કિલ્લો ફતેહ કીધો છે. આ કિલ્લો ઝુજારનું નિર્ભય સ્થળ હતું. ત્રણ હજાર કાફરો કતલ થયા અને જે તલવારથી બચવા પામ્યા, તેમણે તાબેદારી કબુલ કરી છે. રાજા ઝુજાર કિલ્લામાંથી નાસી છૂટયો છે, તેની પાછળ લસ્કર મોકલ્યું, પણ હજુ સુધી તેનો કાંઇ પત્તો મળતો નથી. ત્યાર બાદ ચોથે દિવસે શાહી લશકર વિજયનો ડંકો બજાવતું ગ્વાલીઅરમાં આવ્યું. મોગલોના જુના શુભેચ્છકો કે જેમણે પોતાની જાનતોડ કોશીશથી વિજય મેળવ્યો હતો તેઓને શાહી નજરાણા અને મોટા ઓદ્ધાઓથી નવાજયા. ભારતસીંગ બુંદેલાને તેની તારીફ કરવા યોગ્ય કોશીશમાં શાહી ભેટ તરીકે ઉત્તમ લીબાસ આપવામાં આવ્યો. ભારતસંગ અને યમીમુદ્દૌલાની ભલામણથી તે દયાળુ અને પ્રતાપી બાદશાહે કમ નસીબ ઝુજારના ગુનાહો પર મહેરબાનીની કલમ ખેંચી અને જયારે તેને હુજુર શાહીમાં હાથ બાંધી હાજર કરવામાં આવ્યો, ત્યારે બાદશાહે પોતાના હાથે તેના મુસ્તકે માફીનો તાજ બાંધ્યો ઝુજારે પોતાના ગુન્હાના બદલામાં હજાર અશરફી, પંદર લાખ રૂપીઆ, અને ચાલીસ હાથી બાદશાહને

દંડ તરીકે આપ્યા. વળી જે મુલક પચાવી પડયો હતો, તે પણ શાહી હકુમતને સોંપી દીધો. બાદશાહે તેને ચાર હજારનું લશકર આપી તેના બાપની જાગીર સોંપી દીધી અને અબ્દુલ્લાહખાન અને ખાન જહાં લોદીના પગારમાં વધારો કરી આપ્યો.

ખાનખાનાન સાથે ઝુજાર સીંગ દક્ષિણમાં ગયો, ઘણા દિવસ સુધી રાજ્ય તરફ વફાદારીના કામ કરતો રહ્યો જેથી ખાનખાનાન તથા બાદશાહ સલામતને પણ તેના સાફ દીલી અને ભલમનસાઈનો સહેજ વિશ્વાસ પડયો. આખરે તેના દીલની કાળાશ અને બદદાનતે ઉભરો ખાધો, પોતાના નાના પુત્ર વિક્રમાજીતને પોતાની જગ્યાએ કાયમ કરી પોતાના દેશમાં જઈ ફિસાદ જગાડવા લાગ્યો. આજુ બાજુના મુલકમાં બળવા કરવા લાગ્યો. ભીમ નારાયણ નામે શાહી તાલુકદારને બહાનું બતાવી તેના વતનથી બોલાવ્યો. જ્યારે તે ઝુજાર સીંગ પાસે પહોંચ્યો, ત્યારે તેને તેના સાથીઓ સાથે કતલ કરી સઘળો ખજાનો લુંટી લઈ તેના કિલ્લા ઉપર કબજો કરી લીધો. ભીમ નારાયણનો પુત્ર શાહી દરબારમાં મોજુદ હતો, તે પોતાના મઝલુમ બાપને આવી રીતે કતલ થએલો જાણી ઘણો ગુસ્સે ભરાયો અને ઝુજારના આવા નિર્દય કૃત્ય માટે હુઝુર સરકારમાં અરજ કરી. શાહી હુકમ થયો કે ઝુજાર તરફ એક શિખામણનો કાગળ લખી ભીમનારાયણને તેની માલમીલકત સોંપવા અને બેવફાઈ ન કરવા માટે સમજુત કરો. ઝુજારસીંગને આ ફરમાનની કાંઈ અસર થઈ નહિ. તેના માથે મોત ભમતું હતું. વિક્રમાજીત તેના બાપની જગ્યાએ હજુ દક્ષિણમાં હતો, તેના બાપનો ઈશારો થતાં તે જગા છોડી નીકળી નાઠો. તે વખતે ખાનખાનાન બુરહાનપુરની લડાઈમાં મશગુલ હતો.

વિક્રમાજીત નીકળી નાસવાની તેને ખબર મળતાં માળવા સુધી તેની પાછળ પડયો. બંનેનો મુકાબલો થયો, બંને તરફના ઘણા આદમી કતલ થયા. ઘણા ઘાયલ થયા. વિક્રમાજીત પણ ઘાયલ થયો છતાં કારી ઘા લાગ્યો ન હતો, જેથી તે બચી નાઠો અને તેના બાપ પાસે જઈ પહોંચ્યો. મગરૂર ઝુઝારની આ બેપરવાઈ જાણી બાદ-શાહ ઘણો ગુસ્સે ભરાયો. અબ્દુલ્લાહખાન અને સૈયદ ખાન જહાંને ફોજની તૈયારીનો હુકમ આપ્યો. આ બંને લડાઈમાં કુશળ અને બહાદુર અમલદારો દશ હજારનું હથિયારબંધ લશ્કર લઈ ઈરજ તરફ રવાના થયા. ખાન દવરાખાન જે વિક્રમાજીતની પાછળ દોડવા બાદશાહી ફરમાનની માળવામાં રાહ જોતો હતો. તે બે હજાર બખ્તર વાળા સવારોને લઈ અબ્દુલ્લાખાન અને સૈયદ ખાનજહાંને આવી મળ્યો. આ ત્રણે મહારથી શૂરવીર અફસરો ભારે લશ્કર સાથે આવે છે તે ખબર દગાબાજ ઝુઝારને થતાં ફરીથી પોતાના વકીલને સીફારસ માટે મોકલ્યો. ખાનખાનાન અને આસફખાનને પોતાના જામીન તરીકે કબુલ કરવા અરજ કીધી. બાદશાહે દરબારીઓને સંબોધી કહ્યું કે તમારો શો અભિપ્રાય છે? તે સર્વ દરબારીઓએ એક મતે કહ્યું, કે આવા હમેશના બળવાખોરને કતલ કરવો ઘટે છે, પણ મુખ્ય વજીર આસફખાને સર્વ દરબારીઓથી વિરુદ્ધ પડી કહ્યું કે જહાંપનાહ! બળવાખોરને કતલ કરવાના અનેક દાખલા ઇતિહાસમાં મળી આવે છે, પણ ઝુઝાર જેવા બળવાખોર ઉપર દયા કરી તેને માફી આપો તો આપની રહેમ દીલીનો અજોડ દાખલો પાછલા ઇતિહાસોમાં પણ મળી શકે. નહિ, બાદશાહે ગરદન ઝુકાવી થોડો વિચાર કરી કહ્યું કે બેશક, તમારૂં કહેવું સાચું છે, પણ જ્યાં

સુધી દુશ્મનો પોતાના કૃત્યની યોગ્ય સજા ન પામે અને તેમની બળવાખોરીની ભડકતી ચણગારીઓને તલવારના પાણીથી બુજાવવામાં ન આવે, ત્યાં સુધી દેશમાં શાંતિ કાયમ રાખવી એ ઘણું મુશ્કેલ છે. આવું કહી બાદશાહ ઝનાનખાનામા થઇ શયનગૃહમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે કવિ સુંદર રાય જે આખા હિંદુસ્તાનમાં મુખ્ય હિંદી કવિ ગણાતો હતો અને જેને ઝુજારે સાથે જુનો સંબંધ હતો, તેને ભારે લશકર સાથે ઝુજાર તરફ મોકલી હુકમ આપ્યો કે જો ઝુજાર ત્રીસ લાખ રૂપીઆ તેણે સરકારી તાલુકદારો પાસેથી લુટયા છે તે શાહી ખજાનામાં ભરી આપે તથા તેના છોકરા વિક્રમાજીતને પ્રથમ મુજબ ખાનઝમાન પાસે દક્ષિણમાં મોકલી આપે તો હું તેનો ગુનોહ માફ કરીશ. કવિ સુંદર રાય ઝુજારના જીવતદાનની ખુશ ખબરી સાંભળી ખુશ થયો. રિવાજ મુજબ અદબ બજાવી ઘણી ઉતાવળે ઝુજાર પાસે પહોંચી ગયો. કવમી લાગણી અને પાછલી મહોબ્બતનો વિચાર કરી ઝુજારને ઘણો સમજાવ્યો. તેના અવિચારી કામ અને બળવાખોરીનાં બુરાં પરિણામ કેવાં આવશે, તે દરેક રીતે સમજાવ્યાં, પણ આ બળવાખોર પોતાના ઘનઘોર ઘટાદાર જંગલો ઉપર એટલો બધો ઘુમંડ રાખતો હતો કે સુંદર રાયની કોઈ અસર તેના ઉપર થઈ નહિ. તેની સર્વ મહેનત વ્યર્થ ગઈ, લાચાર થઇ પાછો આવ્યો. તમામ હકીકત બાદશાહને વિદિત કીધી. બાદશાહે શાહઝાદા મોહમ્મદ અવરંગઝેબને ઘણી સાવચેતી રાખવાની તાકીદ આપી, લશકરનો ઉપરી બનાવી રવાના કીધો. સાઇસ્તખાન અને રૂસ્તમખાન દખણી ઉપરાંત બીજા નામાંકીત અમીરોને શાહઝાદા સાથે રવાના કીધા, આ ફોજ ઘણી ધામધુમ

સાથે કમનસીબ ઝુજાર તરફ રવાના થઇ. શાહઝાદાના પહોંચતાં પહેલાં શાહી લશકર ઉચ્છનો કિલ્લો કે જે ઝુજારનું ખાસ પરગણું હતું અને જયાંથી ઝુજાર લશકરનો સરસામાન પુરો પાડતો હતો ત્યાં આવી પહોંચ્યું. લશકરના અનુભવી અમલદારોએ તે ઘનઘોર ઘટાદાર જંગલને કાપવા હજારો માણસોને રોકી દીધા. આ લોકોએ પોતાનું કામ બરાબર રીતે અદા કર્યું.

ઝુજારે શાહી ફોજ આવવાની વાત જાણીતો તેણે આસપાસ રસ્તા ઉપર હજારો લશકરી માણસો ગોઠવી દીધા. ખીણો અને ઘનઘોર ઝાડીમાં અસંખ્ય લશકર છુપાઈ બેઠું હતું. શાહી લશકર ત્યાં રહી પસાર થતાં આ લોકો અટકાવ કરી તીર, પત્થરનો વરસાદ વરસાવવા અને શાહી લશકર આમ તેમ નાસે તે વખતે જીવલેણ હુમલો કરી તૂટી પડવાના વિચારે આ લશ્કર છુપાયું હતું. ઝુજાર પોતે પાંચ હજારનું લશ્કર લઈ ઉચ્છના કિલ્લામાં ભરાયો હતો.

ઉચ્છ કિલ્લો થોડેક દુર રહ્યો ત્યારે શાહઝાદા આલમગીરે થોડુંક લશ્કર લઇ એક સરદારને લશ્કરના પડાવ માટે સહી સલામત જગ્યા જોવા માટે મોકલ્યો. આ નાનું સરખુ લશ્કર જંગલમાં દાખલ થયું તે વારે ખીણોમાં છૂપાયલા રજપૂત લશ્કરે અચાનક છાપો માર્યો, પણ શાહી સરદારે ઘણી હિંમત પુર્વક મુકાબલો કર્યો, આ વાતની ખબર આપવા એક કાસદને મોકલ્યો. આલમગીરને રાજા ઝુજારસીંગની આ દગાબાજીની ખબર પડતાં ઘણો ગુસ્સે થઇ ગયો. એકદમ તે જગ્યાએ જઈ પહોંચ્યો એવો તો સખ્ત હુમલો કીધો કે તમામ લોક પરેશાન થઇ ગયા. ઘણા બળવાખોરો તલવારના ભોગ થઇ

પડયા, થોડા ઘણા બચ્યા તે ખીણોમાં સંતાઈ ગયા. દેખીતી રીતે શાહઝાદા આલમગીરને રોકાણ કરનાર હવે રહ્યું ન હતું, છતાં ઘણી સંભાળ પૂર્વક કામ લીધું. તે જાણતો હતો કે કંટાળા ભરેલી ખીણો પસાર કરી ઉંચ્છના કિલ્લાનો કબ્જો લેવો એ સહેલું કામ નહતું, હજારો ઘટાદાર ઝાડીઓ અને ઉંડા ઉંડા કોતરો કે જે ઘણાં ડરામણાં છે, તે પસાર કરવાના હતાં, શાહઝાદો ઘણી સાવચેતીથી આગળ વધ્યો. તેની સાથે ખાસ નામાંકિત લશ્કરી અમલદારો હતા તેમને ભયવાળી જગ્યાએ ગોઠવી દઈ તે બધાને હુકમ આપ્યો કે જે લોકો આપણી તાબેદારી કબુલ કરી લડાઇના હથિયાર ઉતારી નાખે, તેમને શાન્તિ આપવી અને જેઓ તાબેદારી કબુલ ન કરે, તેમને સત્વરે કતલ કરવા. આ વખતે ઘણી સખતાઇથી કામ લેવામાં આવ્યું. હજારો આદમી લોહીના દરીયામાં ડુબ્યા. ખીણોમાં સંતાયલા લશ્કરે તીર અને પત્થરનો વરસાદ શરૂ કર્યો. જેથી શાહી લશ્કરને ઘણું વેઠવું પડયું. છતાં શાહી લશ્કરે ઘણી હિમ્મતથી દુશ્મનોને શોધી શોધી કતલ કરવા માંડયા. ત્રણ દિવસ સુધી કતલે આમ ચાલી, તલવારથી બચવા માટે લાચાર થઇ શાહઝાદાને આશરે લશ્કર આવવા લાગ્યું. ફકત મોટા મોટા સરદારો બાકી રહી ગયા હતા, જે આલમગીરી ફોજને રોકાણ કરતા હતા. ખરેખર આ રજપૂત અફસરોને તાબે કરવામાં આલમગીરને જેટલું વેઠવું પડયુ છે તેટલું બીજી લડાઇઓમાં દુઃખ પડયું નથી. કાંટાથી ભરપૂર જંગલો અને પર્વતોની વિકાળ ખીણો ચડ ઉતર કરી દુશ્મનો પાછળ દોડવામાં મુસીબતનો મુકાબલો કરવો પડયો છે, તેથી તો મોટા મોટા લશ્કરી અનુભવી અમલદારોનાં દીલ હટી ગયા. ઉંચ્છના કિલ્લાથી આ તરફ ત્રણ માઇલ દૂર ખુલ્લા

મેદાનમાં એવી હિંમતથી મુકાબલો કર્યો, કે જેમાં શાહી લશ્કર ઘણું માર્યું ગયું, તથા કેટલાક નામાંકિત અફસરો પણ ખપી ગયા.

શાહજાદો આલમગીર દુશ્મનોનું લશ્કર ચારનો ચારનો એવી જગ્યાએ જઇ પહોંચ્યો કે જ્યાંથી હવે ઉચ્છનો કિલ્લો માત્ર દોઢ માઇલ દુર હતો. શાહી લશ્કરે આ જગ્યાએ પડાવ નાંખ્યો. રાજા દેવીસંગ હરાવળે ઘણી બહાદુરીથી કિલ્લા ઉપર હુમલો કર્યો. પહેલેજ હુમલે રાજા ઝુઝારના ઘણા ખરા મોરચા ફતેહ કરી બરાબર કિલ્લાની દિવાલ નીચે પહોંચી ગયો. ત્રણ બાજુ ઘેરો ઘાલી નિયમસરનું લશ્કર ગોઠવી દીધું, જવા આવવાના રસ્તા ઉપર લશ્કરી પહેરો ગોઠવી દીધો. તાકીદ આપી કે લશ્કર માટે કાંઇ પણ જાનનાં સાધનો બહારથી જવા દેવા નહિ. રાજા ઝુઝાર પાંચ હજાર સવારો લઇ કિલ્લાના કોટ ઉપર ગોઠવાઇ ગયો હતો અને ચારે તરફથી તીર અને આગના ગોળાનો વરસાદ વરસાવતો હતો. રાણી પાર્વતી પણ મોઢા ઉપર પડદો નાખી સરદાની હથિયાર સજી, ઝુઝારની બાજુમાં રહી રહી, શાહી લશકરના હુમલા તનતોડ કોશીશથી રોકતી હતી. ખરેખર રાણી પાર્વતીએ એવી શુરવીરતા દેખાડી કે મોટા મોટા બહાદુરોનાં મોં ફેરવી નાખ્યાં. ઘેરા ઘણા દિવસ લંબાયો તથા શાહી લશ્કરે નવી નવી તદબીરો ઉપાયમાં લેવા માંડી. પરંતુ રાણી પાર્વતીની સમય સુચકતા અને અપૂર્વ હિંમતે તમામ તદબીરો ધુળમાં મેળવી દીધી. રાણી પાર્વતીની હિમ્મતની મુખ્ય દલીલ તો એ છે કે પોતાના અંગરક્ષકને સાથે લઈ આગળ વધી, અને કિલ્લાના દરવાજાની આડમાં રહી, તેણે લગાતાર ત્રણ દિવસ સુધી શાહી લશ્કર ઉપર ગોળાનો વરસાદ વરસાવ્યો.

છેવટે શાહઝાદો આલમગીર બહાદુર સિપાઇ અને ખુનરેજ જંગી સવારોને લઇ આગળ વધ્યો પોતાની ચાલાકી અને નિડરતા વડે કિલ્લાના રક્ષકોને ગાભરા બનાવી દીધા. એક રાત્રિએ રાજા ઝુજારસીંગ શાહી લશકર ઉપર છાંપો મારવા બહાર નીકળ્યો. તમામ લશકરને ઉશકેરી કિલ્લા બહાર લાવ્યો, રાણી પાર્વતી પણ પોતાના નસીબનો છેલ્લો ફેંસલો કરી શરીરે મરદાની હથિયાર સજી એક ઉંચા કોતલ ઘોડા ઉપર સવાર થઈ નીકળી પડી. આ બધાંએ એક સાથે શાહી લશકર ઉપર જોરથી છાપો માર્યો. આ વખતે શાહઝાદો આલમગીર પોતાના તંબુમાં બેઠો બેઠો કાંઈ લખી રહયો હતો. ઘોડાની પટાપટ ખરીઓના અવાજ સાંભળી ચોંકી ઉઠયો. હથિયાર સજી ઝટ તંબુ બહાર નીકળ્યો. શું જુએ છે ? શાહી લશકર અંજાણ પણામાં દુશમનોના હાથે ખરાબ થઇ રહ્યું છે. આ એવો નાજુક અને ભયંકર વખત હતો કે ગમે તેવો બહાદુર શુરવીર રણધીર યોદ્ધો હોય તેને પણ પોતાનો જીવ બચાવવા નાસવા સિવાય છુટકારો ન હતો, પણ આલમગીરજ એવો બહાદુર અને જોશીલો પુરૂષ હતો કે તેણે દ્રઢતાથી કામ લીધું. આ રણવીર શાહઝાદાની હિંમ્મતે પોતે જીવ બચાવી ચાલ્યા જવાનું અને લશકરને કપાઇ મરવા દેવાનું પસંદ ન કીધું એક કારમી ચીસ લલકારીને ગર્જના કરી કે ઓ દગાબાજ ઝુજાર ! સામો આવ ! અને તારી જવાંમર્દીનું પાણી બતાવ ! એટલામાં તો શાહી લશકરે સાવધાન થઈ હથિયાર સજી લીધા. શાહઝાદો આલમ-ગીર તમામ લશકર લઇ દુશમન ઉપર તુટી પડયો. પહેલા હલ્લામાંજ ઝુજાર અને તેના લશકરના કદમ હચમચી ગયા. ઘમસાણની લડાઇના અંતે લાચારી સાથે રાજાને પાછું હઠવું પડયું ! ખરેખર આ

લડાઇમાં શાહી લશકર ઘણું બરબાદ થયું પણ આ એકજ સામ સામેની લડાઈમાં ઝુજારની લડાઇનો હમેશ માટે ફેંસલો થઇ ગયો. પછીથી શાહી લશકર સાથે મુકાબલો કરવાની હિંમત રહી નહિં. જો ફકત અર્ધો કલાક મેદાનમાં ટકયો હોત, તો હમણાંજ તેના કિસ્મતનો છેલ્લો ફેંસલો થઇ જાત. કિલ્લો એકદમ બંધ કરી જીવ બચાવી નાસી છુટયો. સવાર થતાં ઝુજાર રોકડ નાણું ઘરેણું ગાંડું રાચ રચીલું ખચ્ચરો ઉપર નાખી જેટલું લેવાય તેટલું લઈ કુટુંબ કબીલા સાથે ધામોણી તરફ નાઠો. ધામોણીની ઈમારત તેના બાપ નરસંગદેવે બંધાવી હતી, જે ઘણીજ મજબુત ઈમારત હતી. શાહી લશકરમાં ઝુજાર નાસી જવાની ખબર પડી, તો ફતેહના નગારા ઉપર ચોટ પડી. તે પ્રદેશના દુશમનોના કલેજાં કંપી ઉઠયાં. કિલ્લાની જડો પણ હાલી ઉઠી. કિલ્લો ફતેહ કરનાર બહાદુરોની ત્રણ રાત દિવસની ફિકર ચિંતાના પરિણામે કિલ્લો ફતેહ થયો. ભારે ધામધુમ સાથે કિલ્લાના પુર્વ દરવાજે થઈ શાહઝાદો આલમગીર લશકર સાથે કિલ્લામાં દાખલ થયો. દક્ષિણના દરવાજે ઇસ્લામી વાવટો ચઢાવી દીધો. કિલ્લાના કોટ ઉપર ચઢી અઝાન દીધી, જેના ભવ્ય અવાજથી કાફરોના દિલ ધ્રુજી ઉઠયાં. આલમગીરે કિલ્લાનો બંદોબસ્ત કરી તે રાજા દેવીસીંગને સોંપી દીધો અને પોતે ઘણી ઉતાવળ કરી ધામોંણી તરફ વધ્યો. બે પડાવ નાખી ત્રીજે દિવસે ધામોણીના વિશાળ મેદાનમાં જઇ પહોંચ્યો. તંબુ નાખવાના કામમાં ઘણી ઉતાવળે કામ લીધું. આ જગ્યા એવી તો કઠણ હતી કે લોખંડી ખીલા સિવાય બીજી ચીજ તો અસર કરતી નહતી, તો પણ પર્વતો ભેદી નાખે તેવા બહાદુરોએ હિમ્મત પુર્વક કામ લઇ ટુંક સમયમાં

સઘળો સરસામાન ઠીક ઠાક કરી દીધો, રજપુતોના દિલ ઉડી ગયાં હતાં, છતાં પોતાનો ટેક જાળવી રહ્યા હતા. આગ વરસાવનારા હથિયારો અને પત્થરોથી મારો ચાલુ રાખ્યો હતો, રાત દહાડો શાહી લશ્કર ઉપર આગ વરસતી હતી અને સેંકડો આદમી દરરોજ માર્યા જતાં હતાં. આખરે શાહી લશકરે કંટાળી, ઉંચા ઉંચા માંચડા અને સીડીઓ તૈયાર કરી વિચાર કર્યો, કે આજ રાત્રે જે બને તે ખરૂં, પણ કિલ્લા ઉપર ચઢી જવું જોઇએ અને એકદમ ચઢાઇ કરી દેવી જોઇએ. ઝુજારને આ વાતની ખબર પડી તો તેની રહી સહી ધીરજ તુટી ગઇ ! એક વકીલને રવાના કરી આશરો માગવા અરજ કીધી ! હજુ સુલેહનો અવાજ લશકરી અમલદારોને કાને પહોંચ્યો ન હતો, કે રોહિલા બહાદુરો અને નજર બહાદુર પોતાની કુદરતી બહાદુરીના જોરાને દાબી શકયા નહિ. દક્ષિણથી કિલ્લામાં ઉતરી દરવાજામાં આગ લગાડી દીધી અને કેટલાક મગરૂરીઆ સવાર હિમ્મત પુર્વક કિલ્લામાં પેસી ગયા. ઝુજારસીંગ નિરાશ થઇ, કિલ્લા બહાર નીકળી આવ્યો, અને લટાકાર ઝાડીમાં છુપાતો છુપાતો એક તરફ નાસી છુટ્યો.

કિલ્લામાં સખત હુમલો થયો પણ થોડીવારમાં કિલ્લાના અંગરક્ષકો ઠંડા પડી ગયા. શાહઝાદા આલમગીરને રાજા ઝુજારસીંગ નાસી છુટવાની ખબર પડી ચુકી હતી, જેથી તમામ લશકરમાં આલમગીરે ઢંઢેરો પીટાવી દીધો હતો કે દિવસ ઉગતા પહેલાં કિલ્લામાં દાખલ થવું નહિ. શાહી લશકર ઘણા દિવસથી કંટાળયું હતું જે એકદમ કિલ્લામાં દાખલ થવા લાગયું. ખાન દૌરાંખાન સરદાર કિલ્લામાં દાખલ થએલા શાહી લશકરને ઉતાવળે કામ ન કરવાની સમજુતી દેવા કિલ્લામાં લશકર સાથે દાખલ થયો. તેવામાં કિલ્લાના પુર્વ તરફના

બુરજ ઉપરથી કારમી ચીસાચીસ સંભળાઈ. હજુ રજપુતોનો એક મોટો જથો તલવારનો સ્વાદ ચાખવા બાકી રહ્યો હતો. મહમદ જાફરનો છોકરો અસગર તેઓને પકડવા આગળ વધ્યો. અંધારી રાત્રે સાહસ કરવું સારૂં નથી એવું જણાવી ખાન દૌરાંખાને તેને ઘણોએ રોકયો પણ તે એકનો બે થયો નહિ. જે તરફ આ ચીસાચીસ પડી હતી, ત્યાં દારૂખાનું હતું. આ નવજવાન મશાલ લઈ તે તરફ દોડ્યો, પણ મશાલનો ગલ દારૂખાનામાં પડ્યો અને તેમાં આગ લાગવાથી કયામત જેવો દેખાવ થઈ રહ્યો. કિલ્લાનો બુરજ તથા એંશી ગજ કિલ્લાની દિવાલ તુટી ગઈ, ત્યાં ઉભેલા એંસી માણસો બળીને ભસ્મ થઈ ગયા! બુરજ અને દિવાલ પાછળ સો રજપુત હતા, તે પણ દબાઈ મુઆ. બીજે દિવસે ખાન દૌરાંખાને દાટેલા ખજાનાની તપાસ કરવા ઠેરે ઠેર માણસો ગોઠવી દીધા. થોડીવારમાં લોકોએ આવી ખબર આપી કે, ફલાણા જંગલમાં સોનું ચાંદી ભરેલા વાસણોનો કુવો જડ્યો છે. ખાન દૌરાંખાન ત્યાં ગયો અને પહેરો ગોઠવ્યો, વળી એવા ત્રણ કુવા બીજા પણ મળી આવ્યા.

શાહજાદા આલમગીરે ખાનજહાંને હુકમ આપ્યો કે આ ધન માલનો તમો જાતે બંદોબસ્ત કરો. પોતે ખાન દૌરાંખાનને તથા અબ્દુલ્લાહખાનને સાથે લઈ જુઝારના પીછો પકડ્યો. જુઝારસીંગ ધામોણીના કિલ્લામાંથી નાસી સાહપુર પહોંચ્યો. આહીંઆ પણ જ્યારે તેને ચેન ન પડ્યું, તો કિલ્લાને તોપોથી ઉડાવી દીધો. તમામ ઇમારતો ભાંગી નાખી. ઘરનું રાચ રચીલું સાથેને સાથે લઈ ફરવાથી લાચાર થઇ ગયો હતો, જેથી તે બાળીને ભસ્મ કરી નાખ્યું. માત્ર જવાહીર અને રોકડ નાણું તથા સોના ચાંદીના કેટલાક વાસણ લઇ બે હજાર

સવાર સાથે દેવગઢ તરફ રવાના થયો. કુટુંબ કબીલાને મોટા મોટા હાથી અને જંગી ઘોડાઓ ઉપર સવાર કરી માલ અસબાબ સાથે ચાલવાનો ઠરાવ કર્યો. ખાન દૌરાંખાન અને અબ્દુલ્લાખાન તેનો પીછો પકડતા પકડતા શાહપુરમાં આવ્યા. જે ચીજ અહીં રહી ગઇ હતી તે જપ્તીમાં લઇ પાછા ઝુજારની પાછળ પડયા. શહેરે શહેર અને ગામડે ગામડે લગભગ પંદર દિવસ સુધી ઝુજારનો પીછો પકડયો. છેવટે બરાબર સુરજ આથમતાં એક દિવસ ઝુજાર શાહી લશકરના પંજામાં આવી ગયો. બંને કાફલા વચ્ચે જયાં સુધી થોડું ઘણું અંતર રહ્યું ત્યાં સુધી તીર કમાનથી સામ સામે ટકકર ઝીલવા લાગ્યા, છેવટે તલવારો પકડી ઘમશાણ યુદ્ધ મચાવ્યું. આ વખતે રાણી પાર્વતીએ જે બહાદુરી બતાવી છે તે ઇતિહાસમાં મોટા અક્ષરે માલુમ પડે છે. આ બહાદુર ઓરતે એવી તો તલવાર ચલાવી, કે બહાદુરમાં બહાદુર સૈનિક પણ તેટલી ટક્કર વેઠી શકે નહિ. જે તરફ તલવારનો ઝણકાર વાગતો, તે તરફ જરૂર એક બે ધડ તરફડતાં હતાં. આવી રીતે લડાઇમાંને લડાઇમાં આખી રાત પુરી થઈ. રાજા ઝુજાર અને તેનો છોકરો વિક્રમાજીત જીવ લઇ નાસી છુટયા. રાણી પાર્વતી અને બીજી રાણીઓ કુટુંબ કબીલા સાથે શાહી લશકરના હાથે કેદ પકડાયાં. ખાન દૌરાંખાન ઝુજાર અને વિક્રમાજીતનો પત્તો ન મળયો તેથી ઘણો અફસોસ થયો. ઘોડાઓ તથા લશકર પણ થાકી ગયું હતું જેથી લાચારીએ એક તળાવને કિનારે પડાવ નાખયો, તથા રાજા ઝુજારસીંગ અને તેના છોકરા વિક્રમાજીતની તપાસ ચાલુ રાખી. સવારમાં આ બંનેના મસ્તકો છેદી લાવવામાં આવ્યાં.

ખાન દૌરાંખાને સંપુર્ણ ફતેહ થવાની નગારા ઉપર ચોટ

લગાવી. આખું જંગલ ધમધમી ઉઠ્યું અને જહાંપનાહ બાદશાહ સલામતને ટુંકા શબ્દોમાં ફતેહની ખબર આપી કે "જહાંપનાહના નસીબ બળે કરી મેં ફતેહ મેળવી. ઝુજાર અને તેના છોકરા વિક્રમાજીતનાં માથાં મારી નજર સામે છે. તેની અંગુઠીની મહોર મારી આંગળીમાં છે. કાસદો આ ખબર લઇ એવા સપાટાથી જઇ પહોંચ્યા કે ૭ દિવસમાં રસ્તો કાપી સાતમે દિવસે શાહજહાંના દરબારમાં હાજર થયા. એ દિવસ પછી ઝુજાર અને વિક્રમાજીતના માથાં આવ્યાં. લોકોને ધડો લેવા ખાતર કે ઝાલીમની આખરે શી ગત થાય છે, તે જાણવા તેમનાં માથાં ઉંચા ચઢાવી મુસાફરખાનાના દરવાજે લટકાવ્યાં. શાહી દરબાર ઠાઠમાઠ સાથે ભરાયો તે પ્રસંગે રાણી પાર્વતી અને ઝુજારના તમામ કુટુંબને બાદશાહની હજુરમાં રજુ કીધાં. બાદશાહે પ્રથમ રાણી પાર્વતીને અને પછી બીજાને ઇસ્લામનું આમંત્રણ આપ્યું, જે તેમણે ઘણી ખુશી સાથે કબુલ કર્યું. આથી કરી બાદશાહે તેમને ઉત્તમ લિબાસ ભેટ કર્યો અને તેમને ઝનાનખાનામાં દાખલ કરી લીધાં*



# અર્જુની ઉર્ફે અઝમતુન્નીસા બેગમ.

આ ચતુર અને પાક દામન ખાતુન શહેનશાહ તૈમુરની ત્રીજી બેગમ હતી. તે બ્રાહ્મણ જાતની હતી. શહેનશાહ તૈમુર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા, તે અરસામાં આ બાઇ તૈમુરના ઝનાનખાનામાં દાખલ

*જુઓ "મોખદ્દેરાતે તૈમુરીઆ" ભા. ૧લો પૃષ્ટ ૫૦થી ૬૨

થએલી છે. (જુઓ "મુખદ્દેરાતે તૈમુરીઆ" ભા. ૧લો પૃ. ૧૬–૧૭)

અર્જુની બાદની હકીકત આગળ જણાવીશું. તે પહેલાં શહેનશાહ તૈમુર સંબંધી સ્હેજ બયાન કરવું જરૂરી છે. તૈમુરનો બાપ એક આઝાદ કોમનો સરદાર હતો. તેનું નામ તોરાગી હતું. તોરાગી એક ખુદાપરસ્ત અને નેક આદમી હતો. તેને ઘેર બાળક પેદા થતાં તે મોલાના શમસુદ્દીન પાસે લઇ ગયો. મૌલાના સાહેબ આ વખતે કુરઆને શરીફ પડતા હતા. પડતાં પડતાં આ આયાત ઉપર આવ્યા હતા કે "**અ આમીન્તુમ મન ફિસ્સમાએ અં યખસેફા બેકુમુલઅર્દ ફઇઝા હેય તમુરોહુ**" તમુરહ શબ્દ બોલી મૌલાના સાહેબ અટક્યા અને તુરાગી તરફ જોઇ કહ્યું કે આ છોકરાનું નામ તૈમુર રાખજો. આ આયતનો અર્થ એવો થાય છે કે શું **તમો જે આસમાનમાં છે તેનાથી નીડર થઈ ગયા કે જે તમને જમીનમાં ધસાવી** દે, પછી તેથીજ ધ્રુજે છે. આ મતલબની આયત પઢી 'તૈમુર' નામ રાખવાની વસીયત કરી કહ્યું કે તે જમીનને એક છેડાથી બીજા છેડા સુધી ધ્રુજાવશે.

બચપણથી તેને બાદશાહ બનવાનું ગાન થતું હતું તેના સાથીઓનો સરદાર બની સામી ટોળી સાથે લડવા જતો હતો. તેને એવાં એવાં સ્વપ્નાં આવતાં કે તે સમયના નેક લોકો તેના સ્વપ્ના સાંભળી દંગ થઇ જતા કે આ કોઇ પાકો દીનદાર બાદશાહ થશે. એક વખતે રાત્રે સ્વપ્નામાં તેને હઝરત રસુલે મકબુલ (સ. અ.) સાહેબે ઇર્શાદ કર્યો કે તૈમુર ! તારા વંશમાં બત્રીસ બાદશાહ થશે. ખરેખર તેજ પ્રમાણે થયું. એક વખત રાત્રે તેને સ્વપ્નુ આવ્યું કે તેણે સમુદ્રમાં જાળ નાખી છે, અને મોટા મગરમચ્છ તેમાં ફસાયા છે, આ

સ્વપ્નાનો ભાવાર્થ તે સમજ્યો કે સમુદ્ર એ દુન્યા છે અને મગરમચ્છ એ દુન્યાના હાકેમો છે, માટે હું બધી દુન્યાના હાકેમોને જીતી શકીશ.

ખરેખર તેમજ બન્યું. સીરીઆ, ઇરાન, હિંદુસ્તાન વગેરે દેશો ઉપર તેણે ફતેહ મેળવી હતી. છેવટે ચીન જીતવા તેણે વિચાર કર્યો પણ તબીયત નાદુરસ્ત હોવાથી તેની જીંદગીએ વફાદારી કરી નહિ. એવું કહેવાય છે કે તે જે બખ્તર પહેરતો હતો, તે હઝરત દાઉદ (અ૦ સ) સાહેબે બનાવેલું હતું. તેની વીંટીમાં જે નગીનો હતો તેમાં એવો ગુણ હતો કે જ્યારે કોઇ જુઠું બોલે ત્યારે તે નગીનાનો રંગ બદલાઇ જતો હતો. તૈમૂર ચઢાઇ કરતો ત્યારે તેના મોં ઉપર આસમાની નૂર ચમકતું હતું.

તૈમુરની બેગમોમાં હમીદાબાનુ નામે એક બેગમ હતી જેણે તૈમુરની સાથે રહી ઘણો વખત દુશ્મનોને હરાવ્યા છે. હમીદાબાનુની કસોટીના એવા એવા અઘરા વખત આવેલા છે કે મેદાનમાં દુશ્મનોના પંજામાં એકલી લડતી છતાં દુશ્મનને પીઠ બતાવતી નહી. જેવી તે શૂરવીર હતી તેવી સૌંદર્યમાં પણ ભરપૂર હતી. તૈમુરના કટ્ટા દુશ્મન શરીફ હસન સાથેની લડાઇમાં ભર મેદાનમાં હમીદાબાનુ હજારો દુશ્મનોમાં ઘેરાઇ ગઇ હતી. માખોની માફક તેનાં શીર ઉપર તીર ભમતા, પણ વાહરે હમીદાબાનું! ધન્ય છે તેની ધીરજને! પોતાના અંગ રક્ષકો છુટા છવાયા થઇ ગયા છતાં નિડર બની એવી તો લલકારી લલકારી કીકીઆરો પાડી રણમાં ઝુઝતી કે તેના મુકાબલામાં બહાદુર લડવૈયાનાં કલેજાં કંપી ઉઠતાં.

શાહેનશાહ તૈમુરને દરબારી ઠાઠ માઠ ઘણો પસંદ હતો.

સ્પેન પોર્ટુગલનો એક ક્લાવીજો નામે મુસાફર તેના દરબારનું વર્ણન જણાવતાં લખે છે કે અમે જ્યારે દરબારની મુલાકાત લીધી ત્યારે બાદશાહની બેઠકની એક બાજુ ફુવારા ઉછળી રહ્યા હતા. ફુવારાઓ ઉપર લાલ રંગના સેબ નાચ્યા રહ્યાં હતાં. બરગચ્છીનું બીછાનું બીછાવ્યું હતું. સોનેથી મઢેલા સિંહાસન ઉપર તૈમૂર બેઠો હતો. તુર્કી કપડાનો કીંમતી ઝભ્ભો તેણે પહેર્યો હતો. માથે સફેદ પાઘડી હતી, અને તેમાં યાકુત, લાલ, અને મોતી ભરેલો તોરો હતો. આ મુસાફરે તૈમૂરની બેગમનું વર્ણન જણાવ્યું છે જે જાણતાં તે સમયની જાહોજલાલીથી માણસ દંગ થઇ જાય છે. બેગમની આજુ બાજુ પંદર ઓરતો કેવા ઠાઠમાઠથી ચાલે છે! એક ભાલેદાર સવાર કેવા અંદાજથી તેનો રેશમી પોશાક ઝમીન સાથે ઘસડાતો ઉંચકે છે! બેગમની લાંબી લાંબી કેશ લતામાં કેવાં મોતી પરોવ્યાં હતાં તે વગેરે દેખાવ ખરેખર આનદ આપનારો છે. બેગમના ખાસ મહેલમાં એક સોનાનું ટેબલ છે તેનો ઉપલો ભાગ જમરૂદનો છે. તે ટેબલ ઉપર એક સોનાનું ઝાડ છે જેની ડાળીઓ અને પાંદડાં સોનાનાં છે. આ ઝાડમાં લાલ, મોતી અને હીરાનાં ફળ લાગેલાં છે. વળી આ ઝાડની ડાળીઓ ઉપર સોનાની ચકલીઓ પાંખો પસારી બેઠેલી છે જેની પાંખોમાં ભારે કીંમતના હીરા જડેલા છે.

એશિઆમાં જે વખતે તૈમુર ફતેહનો વાવટો ફરકાવતો હતો તે અરસામાં યુરોપમાં તુર્ક બાદશાહ બાયઝીદ ફતેહ ઉપર ફતેહ મેળવતો હતો. તૈમુરે હિંદુસ્તાનથી જીત મેળવી સમરકંદ તરફ આવવા ધાર્યું. સીરીયા ઉપર ચઢાઇ કરી હલબ અને દમાસ્કસ જીતી લઇ અંગોરાને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઉઠાવવા બાયઝીદ સામે ગયો. ઇ. સ. ૧૪૦૨

માં દુન્યાના બે મહાન લડવૈયાઓનો મુકાબલો થયો. જો તૈમુરનો તાજ ઉતારવાની દુન્યામાં કોઇએ હિંમત કરી હોય તો તે ફક્ત બાયઝીદજ હતો પણ બહાદુર તૈમુરે બાયઝીદનું માથું નમાવ્યું અને તેને કેદ કર્યો. બાયઝીદને એક લોઢાના પીંજરામાં પુરી તૈમુર તેને પોતાના લશ્કર સાથે લઇને ફરતો હતો. આ તુર્ક સુલતાન એવો તો જોરાવર હતો કે જેની ધાકથી યુરોપના મોટા મોટા બાદશાહોને તાવ ચઢી જતો હતો. તે જોરાવર સુલતાન લોખંડી પીંજરામાં પુરાઇ લોકો તરફ નીચી નજરે જોઇ શરમાતો હતો. તેના દીલમાં વિચાર ઉઠતા હશે કેઃ—

**ન તો દાના હે કફસમેં ન કહીં પાની હુયે**
**વાહ સય્યાદ! અસીરૂંકી યેહ મેહમાની હુયે!!**

તૈમુર એક વખત બલુચ લોકો સાથે લડાઈ કરતો હતો ત્યારે એક કિલ્લા ઉપર ચઢતાં તેનો એક પગ ખસી જવાથી પડી ગયો જેથી તેને સખત ઇજા થઈ. આ ઇજાના પરિણામે તેનો એક પગ લંગડો થઇ ગયો હતો. યુરોપીઅન ઇતિહાસકારો ત્યારથી તેને તૈમુર લંગના નામે ઓળખે છે. તૈમુર ખુશીમાં હોય ત્યારે કોઈ ગમે તેવા શબ્દો કહે છતાં તે ખોટું લગાડતો ન હતો. એક રાત્રિએ કવ્વાલીઓની બેઠક જામી હતી તેમાં એક આંધળો કવ્વાલ ઘણું સારૂં ગાતો હતો. તેનાથી શહેનશાહ તૈમુર ઘણો ખુશ થઇ ગયો. તે આંધળાને બોલાવી તૈમુરે કહ્યું, મીયાં કવ્વાલ! તમારૂં નામ શું છે! આંધળે કહયું કે મારૂં નામ દવલત છે. શહેનશાહ તૈમુરે કહયું કે શું દવલત આંધળી છે કે તે આંધળા પાસે આવી! તો આંધળે જવાબ આપ્યો કે બાદશાહ સલામત જીવનદાન આપો તો સેવક કાંઇ અરજ કરે! શહેનશાહ તૈમુરે અભય વચન આપ્યું. ત્યારે તે આંધળો બોલ્યો કે

ગરીબ પરવર દૌલત એવીજ છે કે તે લૂલા લંગડા આંધળાંને શોધતી જાય છે ! આ જવાબ સાંભળી શહેનશાહ તૈમૂર ચૂપ થઇ ગયો.

ઇબ્રાહીમશાહ અલ્બાનીઆ સુલેહ કરવા ખાતર તાતારી રિવાજ મુજબ નવ કપડાં, નવ ઘોડા, નવ જવાહીર અને નવ ગુલામ લઇ શહેનશાહ તૈમૂરની સેવામાં હાજર થયો. તૈમૂરે બધી ચીજો બરાબર દીઠી પણ ગુલામ આઠ દીઠા તો પૂછ્યું કે નવમો ગુલામ ક્યાં છે ? ઇબ્રાહીમશાહે જવાબ આપ્યો કે નવમો ગુલામ હું પોતે છું. શહેનશાહ તૈમૂર ઘણો ખુશ થયો અને તેનો મુલક તેને પાછો સોંપી દીધો.

તૈમૂરની તાબેદારીથી કોઇ ઇન્કાર કરે તે વખતે તૈમૂર ગુસ્સાનો માર્યો ગાંડા જેવો થઇ જતો હતો. જ્યારે તે ગુસ્સા ભર્યા અવાજથી બોલતો ત્યારે જાણે વિકાળ સિંહ ગર્જના કરે તેમ ગાજી ઉઠતો હતો. શહેર ઇસ્પહાનની કુંચીઓ જ્યારે તેના હાથમાં આવી ત્યારે લોકોને કાંઇ નુકસાન કર્યું નહિ અને રાત્રે શહેરીઓમાંથી અમુક માણસે બળવો કીધો તો ગુસ્સાની આગ ભડકી ઉઠી. જોત જાતામાં હજારો નાં ધડ રખડતાં કરી દીધાં.

શહેનશાહ તૈમુર સિંધુ નદી ઓળંગી દિલ્હી તરફ આવ્યો. તે વખતે દિલ્હીમાં મહમંદશાહ તઘલખ રાજ્ય કરતો હતો. મહમદ શાહ પચાસ હજારનું લશ્કર અને અનેક હાથી લઇ લડવા માટે સામો ગયો. હાથીની સૂંઢમાં ઝેર પાએલી તલવારો દાંત સાથે બાંધેલી હતી. તૈમૂરે હાથીઓને નસાડવા માટે ઉંટો ઉપર ઘાસના ભારા બાંધી ઉંટોને કતાર બંધ સામે ઉભાં કરી દીધાં. જેવો હાથીઓનો હુમલો શરૂ થયો કે તૈમૂરે ઉંટો ઉપરના ઘાસને આગ લગાવી દીધી. જેથી

હાથી ભડકીને નાઠા. દિલ્હીના લશ્કરમાં ભંગાણ પડયું. જે હાથી પકડાયા તેની ઉપર અઢળક ધન દવલત લઈ તે સમરકંદ ચાલ્યો ગયો. નેવુ હાથી ભરીને હિંદુસ્તાનમાંથી તે ધન દવલત લઈ ગયો હતો.

તૈમૂરની હિંદુસ્તાનની સવારી વખતે હરદ્વારમાંથી કેટલાક કેદી તેના કબજામાં આવ્યા હતા, તેમાં અર્જુની પણ હતી. તૈમૂરનો એવો નિયમ હતો કે જીવતા પકડાયલા કેદીઓને પોતાની સામે બોલાવતો તેમાં જે નિર્દોષ હોય તેના ઉપર ઘણી દયા કરતો અને માયાળુ પણે વર્તતો હતો. વળી જે લાયક જણાય તેને પોતાની ખીદમતમાં રાખી લેતો હતો. રિવાજ મુજબ હરદ્વારના કેદીઓને તૈમૂર સામે લાવવામાં આવ્યા તો તૈમૂરની નજર અર્જુની ઉપર પડી. અર્જુની અઢાર વર્ષની સુંદર અને વિવેકી હતી તેથી તેના ગુણ જોઇ તૈમૂર રાજી થયો, પછી તેની નાત જાત સંબંધી પૂછ્યું.

આ છોકરીએ નિડરતાથી જવાબ આપ્યો કે બાદશાહ! મુજ કમનસીબનું નામ અર્જુની છે. મારો કૃપાળુ બાપ, મારો વહાલો ભાઈ અને બે કાકા જવાંમર્દીની નામના બતાવી તારા નિર્દય લશ્કરને હાથે માર્યા ગયા છે. મુજ કમનસીબનું મુળ વતન બનારસ છે. હું એક આબરૂદાર બ્રાહ્મણ ખાનદાનની કન્યા છું. મેં બનારસના વિદ્યાલયમાં કેળવણી લીધી છે તથા મારો સંસ્કૃત ભાષા ઉપર સારો કાબુ છે. અર્જુનીનો નિડરતા ભરેલો જવાબ સાંભળી તૈમૂર ઘણો ખુશ થયો. બેશક બહાદુર માણસોને અણછાજતી ખુશામદ પસંદ નથી હોતી. તેઓ તો દુશમનની બહાદુરીને પણ દાદ આપે છે. તૈમુર અર્જુનીની અસાધારણ લાયકાત જોઇ તાજુબી કરવા લાગ્યો.

પછી તેને પુછ્યું કે તારી શાદી થએલી છે? અર્જુનીએ શરમથી ગરદન ઝુકાવી દઇ ઝીણા અવાજે શાદી નહીં થએલી હોવાનો ઇશારો આપ્યો. તૈમુરે હુકમ આપ્યો કે અર્જુનીને ઝનાનખાનામાં દાખલ કરો. મહેલમાં દાખલ થતાં શહેનશાહ તૈમુરે તેને અઝમતુન્નીસા બેગમનો લકબ આપ્યો. અર્જુની ને ત્રણ ફરજંદ થયાં જે નાની ઉમરમાંજ ગુજરી ગયાં છે.*



# નવ્વાબ બાઇ.

રાણી નવ્વાબ બાઇ કાશ્મીરના એક કિશ્તવાર પરગણાંના રાજા રાજ્વીરની કુંવરી હતી. તે મહાન મોગલ શહેનશાહ મહીઉદ્દીન આલમગીરની સાથે નિકાહમાં આવી હતી. (જુઓ રિસાલએ, "અશરફી" પૃષ્ટ ૨૫ અને રિસાલએ "નયરંગે ખ્યાલ" પૃષ્ટ–૧૩૩.)

આ રાણીની વિશેષ હકીકત ઇતિહાસમાં જણાતી નથી. બહાદુરશાહ શાહ આલમ અને શાહઝાદી બદરૂન્નીસા એ રાણી નવ્વાબ બાઇના ફરઝંદ હતાં. નવ્વાબ બાઇના નામને ઇતિહાસમાં કાંઇ પણ શોહરત મળી હોયતો તે તેની શાહઝાદી બદરૂન્નીસાને લીધેજ છે. (જુઓ "મોઅઝ્ઝેરાતે તૈમૂરીયા" ભા. ૨ જો પૃ–૪.)

બદરૂન્નીસા દીને ઇસ્લામની ઘણી પાબંદ હતી, તથા કુર્આને શરીફ એવું તો ઉમ્દા રીતે પઢતી કે શહેનશાહ આલમગીર રાજી રાજી

*જુઓ "મોઅઝ્ઝેરાતે તૈમુરીયા" ભાગ ૧–લો પૃ. ૧૭.

થઈ જતો. એક રજપૂત રાણીના પેટે જન્મેલી શાહજાદી હોતે ઈસ્લામમાં આટલી બધી પાબંદ નીકળે એ શું રાણી નવ્વાબ બાઈની ઓછી કીર્તિ છે? આ વખતે જો શાહઝાદી બદરૂન્નીસાની સહેજ હકીકત લખીએ તો તે વિષયાંતર નહિ ગણાય, કારણ કે આ પણ એક રજપૂત ખાનદાનને લગતીજ બીના છે.

શહેનશાહ આલમગીરની બદરૂન્નીસા પાંચમી શાહઝાદી હતી. બચપણથીજ ઘણી યાદશક્તિ ધરાવનાર અને અતિ પ્રસન્ન વદની હતી, આલમગીર જેવો ગંભીર સ્વભાવનો બાદશાહ પણ તેની કાલી કાલી બોલીથી રાજી થતો હતો. ઝનાનખાનાની સઘળી બેગમો તેના ઉપર હેત રાખતી હતી. પાંચ વર્ષની થઈ ત્યારે ધાર્મિક શિક્ષણ મેળવવા એક ધાર્મિક શિક્ષણમાં બાહોશ ઓરત પાસે તેને પઢવા બેસાડી, સાત વર્ષની ઉમરે તેણે આખું કુર્આને શરીફ મોઢે યાદ કરી લીધું. શહેનશાહ આલમગીર પોતાની આ શાહઝાદીની હોશિયારી જોઈ ઘણો ખુશ થયો. એક મોટો દરબાર ભરી સઘળી ફોજને આમંત્રણ આપી સારાં સારાં ઈનામ વહેંચ્યાં.

બદરૂન્નીસાનો સાદ ઘણો મીઠો હતો, સાંભળનાર છક થઈ જાય એવો તેનો મધુર કંઠ હતો. એક દિવસ સવારની નમાઝ બાદ બાગના ચોગાનમાં બેઠી બેઠી કુર્આન શરીફ પઢતી હતી. સવારની મંદ મંદ પવનની લહેરોમાં તેનો સુર અતિ મધુરતાનો આબાદ નમુનો દર્શાવતો હતો. આ વખતે શહેનશાહ આલમગીર સવારની નમાઝ અદા કરી અચાનક તે બાગ તરફ ફરવા નીકળી પડ્યો. બદરૂન્નીસાનો એક તો મધુર કંઠ, કિરાઅત સાથે શબ્દ ઉચ્ચારની શુદ્ધતા, વળી કુર્આનની એવી તો સરસ બાબાર્થ વાળી આયતો પઢતી હતી કે

શહેનશાહ આલમગીર તે સાંભળવામાં તલ્લીન થઈ ગયો. જ્યારે બદરુન્નીસા કુરાન પઢી રહી તો શહેનશાહ આલમગીરે વાત્સલ્ય પ્રેમ દર્શાવી શાહઝાદીને ઘણી આશિષો દીધી.

હવે બદરુન્નીસાએ અરબી ભાષાનું શિક્ષણ શરૂ કીધું. ચાર વર્ષમાં અરબી ઉપર સારો કાબુ ધરાવવા લાગી. વખતો વખત શહેનશાહ આલમગીર શાહઝાદીની પરીક્ષા લેતો હતો. શાહઝાદી યોગ્ય જવાબ ઝટ આપતી હતી. ધાર્મિક શિક્ષણ મેળવ્યા બાદ અન્ય હુન્નર કળાનું શિક્ષણ શરૂ કીધું હતું; પરંતુ શાહઝાદીને ધાર્મિક શિક્ષણ સિવાય બીજામાં રસ પડતો ન હતો જેથી બીજા શિક્ષણ તરફ ધ્યાન ન આપતાં કુરાન, હદીસ અને ફિકાહના શિક્ષણમાં મશગુલ રહી. કુરાન શરીફ પઢવામાં જેવી અજોડ હતી તેમ કુરાનની આજ્ઞાઓનું પાલન કરવામાં પણ અજોડ હતી. આલમગીરના બીજા ફરજંદો બીજા હુન્નર અને વિદ્યામાં બાહોશ હતાં પરંતુ ધાર્મિક કેળવણીમાં બદરુન્નીસા બધા કરતાં ચઢીઆતી હતી.

બદરુન્નીસાનો વચેટ ભાઇ મોહમ્મદ મોઅઝઝમ શાહઆલમ શીઆ ધર્મ પાળતો હતો અને આખો દરબાર અહલે સુન્નત વલ્જમાઅત ઉપર કાયમ હતો. આ કારણથી ધાર્મિક મત ભેદનો ઝઘડો થવા લાગ્યો. આ ઝઘડાએ ધીમે ધીમે એવું રૂપ પકડવા માંડયું કે પરિણામ ઘણું બુરૂં થવાનો સંભવ હતો. આ ઝઘડાનો ફેસલો કરવા ચુકાદો આપવાનું માન બદરુન્નીસાને સોંપ્યું જેણે પોતાના જ્ઞાન બળ વડે એવો તો સરસ ચુકાદો આપ્યો કે સદાને માટે ધાર્મિક ઝઘડાનું નામ મટી ગયું.

શાહઝાદી બદરુન્નીસા જેવી વિદ્વાન હતી તેવી રીતે ભીખનસાર

સદાચારી અને નરમ દીલની પણ હતી. તે એવી તો ઉદાર દીલની હતી કે જરી જરી વાતમાં તેના સાથીઓને ઇનામ અકરામથી માલા માલ બનાવી નાખતી. વળી જો કોઇ ભૂલ થઇ જાય તો લોહીના આંસુ રડાવવામાં પણ તે ચૂકે તેમ નહતી. આનું કારણ એજ કે તે બાપની માનીતી અને રાણી નવ્વાબ બાઇની લાડકવાઇ શાહજાદી હતી. ઈ. સ. ૧૧૮૦ મા ત્રેવીસ વર્ષની ઉમરે તે જન્નત નશીન થઇ.

## રાણી રંભા.

સુલતાન મહમદ આદીલશાહની પ્યારી રાણી રંભા હતી. રાણી રંભા વિષે વધુ હકીકત ઇતિહાસમાં મળી આવતી નથી. માત્ર તારીખે બીજાપુરમાં સાત મંઝલી નામે રાણી રંભાના મહેલની હકીકત જણાવતાં તે સુલતાન મહમદ આદીલશાહની માનીતી રાણી હતી તેવો ઇશારો કીધો છે. રાણી રંભા જેવી માનીતી હતી તેવો તેનો સાત મંજલો મહેલ પણ ઘણોજ રળીઆમણો હતો. મહેલનું રંગ બેરંગી અને બુટાકારીનું સુશોભિત કામ એ બાદશાહના દીલમાં રાણી રંભા માટે કેટલો પ્રેમ હતો તેની આજે પણ શાક્ષી આપે છે.

આ જગાએ અમારા વાંચકોને રાણી રંભાના આવીંદ બાદશાહ સુલતાન મહમદ આદીલશાહની ટુંક હકીકત પીરસવામાં આવે તો અરૂચીકર ગણાશે નહિ. હઝરત રસુલુલ્લાહ (સ૰ અ૰)ના મુએ મુબારીક [પવિત્ર બાલ] મીર મહમદ સાલેહ હમદાની તરફથી પ્રથમ ઇબ્રાહીમ આદીલશાહને સંપાદન થયા હતા. આ પવિત્ર બાલને ગગન મહેલમાં ઘણી ઇઝઝત સાથે રાખવામાં આવતા હતા. ગગન

મહેલ ઘણોજ સુંદર હતો. આવી પવિત્ર વસ્તુના માન ખાતર મહેલને સોના રૂપાના ભરત કામથી શણગારવામાં આવ્યો હતો. બાદશાહી કીંમતી જવાહીર અને ઉમદા ઉમદા અનોખી વસ્તુઓ મહેલમાં રાખવામાં આવી હતી. સુલતાન મહમદના વખતમાં ગગન મહેલમાં અચાનક આગ લાગી. ચારે તરફ આગના ભડકા ઉઠયા. ભીંતો, બારણા અને થાંભલા પણ લાગી ઉઠયા. લાખો રૂપીઆની કીંમતનો સરસામાન અને ખજાનો બળવા લાગ્યો. ગગન મહેલના જે ઓરડામાં હઝરત રસુલુલ્લાહ [સ૦ અ૦]ના પવિત્ર બાલ પધરાવ્યા હતા તે ઓરડામાં આગ દાખલ થઇ. આ ખબર સાંભળી સંખ્યાબંધ માણસો ભેગાં થઈ ગયાં. બાદશાહને ખબર થતાં જાતે દોડી આવ્યો. સુલતાન મહમદ શું જુએ છે ? ગગન મહેલની લાખો રૂપીઆની કારીગીરી ભરેલું કોતરકામ અગ્નિ બરબાદ કરે છે. લાખોનો માલ તથા ખજાનો બળીને ધુળ ભેગો થાય છે. સંખ્યાબંધ માણસો લાચાર ચહેરે વલોપાત કરે છે. સુલતાન મહમદની નજર લાખોના ખજાના ઉપર ન હતી, પણ ગગન મહેલના જે ઓરડામાં હઝરત રસુલુલ્લાહ(સં૦અ૦)ના પવિત્ર બાલ હતા તેના વિચારમાં સુલતાન પાણી પાણી થઇ ગયો હતો. આ પવિત્ર બાલને ભેટવા ભભુકતી આગમાં પડતું મુકવા તૈયાર થઈ ગયો, તેવામાં સુલતાનને સખત આંચકો મારી અલીખાન નામે એક જુવાન માણસ સળગતી ચેહ જેવા બનેલા ગગન મેહલની પ્રચંડ આગમાં સપાટાબંધ કુદી પડયો. ગગન મહેલના વજનદાર ઈમારતી પાટડા ફુટવાના ભડાભડ અવાજ થવા લાગ્યા. આગના અંગારાનો વરસાદ વરસવા લાગ્યો. ગોટે ગોટ ધુમાડા નીકળવા લાગ્યા. અલીખાન સળગતા ગગન મહેલના કયા ખુણામાં

આગ ભેગો થયો તેના સમાચાર થોડીવાર સુધી જાણવામાં ન આવ્યા જેથી સુલતાન મહમદ જીવની દરકાર ન કરતાં હઝરત રસુલુલ્લાહ [સ૦ અ૦]ની મહોબ્બતમાં પ્રેમઘેલો બની ભભુકતી આગમાં ફરી એકવાર કુદી પડવા જીવ ઉપર ખેલ ખેલવા તૈયાર થઈ ગયો. તેવામાં તો પેલો જવાન અલીખાન માથા ઉપર એક સુંદર પેટી ધરી દારૂણ આગને કચડતો, ખુંદતો બહાર આવતો જણાયો. આ સુંદર પેટીમાં શું હતું ? હઝરત રસુલુલ્લાહ [સ૦ અ૦]ના પવિત્ર બાલ હતા. આ પવિત્ર બાલની બરકત વડે અલીખાનના શરીરે દારૂણ આગની અસર ન થઇ. અલીખાન પેટી લઇ બહાર આવતો જણાયો તેવોજ સુલતાન મહમુદ પોકાર કરી ગાજી ઉઠયો કે મારા પ્યારા નબી(સ. અ.)ના પ્યારા બાલ સલામત છે અને તેની બરકત વડે જેમ હઝરત ઇબ્રાહીમ [અ૦ અ૦]ઉપર આગ શિતળ જળ સમાન ઠંડી થઇ ગઇ હતી તેમ અલીખાન ઉપર પણ આગ ઠંડી થઇ ગઇ. ગગન મહેલ બળીને ભષ્મ થયો પણ પવિત્ર બાલની સલામતી ખાતર બાદશાહે શુક્રાના નમાઝ અદા કરી. દાદ મહેલ કે જેને અદાલત મહેલ કહેવામાં આવતો હતો, ત્યાં આ પવિત્ર બાલ પધરાવવામાં આવ્યા, અને ત્યારથીજ તે મહેલને આસાર મહેલ કહેવામાં આવે છે અને તે દિવસથીજ અલીખાનનો લકબ આસારી કહેવાયો.

સુલતાન મહમુદે પોતાની જીંદગીમાંજ પોતાનો મકબરો બનાવવો શરૂ કર્યો. બીજાપુરના સુલતાનોનો રિવાજ હતો કે પોતે ગાદીએ બેસતાં વેંતજ પોતાનો મકબરો બનાવવો શરૂ કરતા હતા કે જેથી કરી પોતાનો મકબરો પોતાની આંખે દેખતા જાય. આથી કરી દરેક બાદશાહ એવી ખ્વાહેશ ધરાવતો કે મારો મકબરો અજોડ

ઈમારત બને, પણ આ બાબતમાં સુલતાન મહમદ ફતેહમંદ નીવડયો છે. તેણે પોતાનો મકબરો એવો તો સરસ બનાવ્યો છે કે આજે તેની જોડ મળી શકે નહિ. આજે તે મકબરો પ્રથમની જાહોજલાલી જેવો ભપકાદાર નથી, પરંતુ તેની બાંધણી જોઇ આપણે વિચારમાં પડીએ છીએ કે હે ગાફીલ ! જો ! જ્ઞાન ચક્ષુથી જો ! મોટા મોટા મહાન બાદશાહો ધુળમાં મળી ગયા તો તુ શું વિસાતમાં ?

ગુફતી કે કુજા રફતંદ ઈ તાજવરાં અય નેક
ઇશાં શીકમ ખાકસ્ત આબસ્ત તા જાવેદાં.

આ ભવ્ય મકબરો ચોરસ આકારે છે અને તેની ઉપર ભવ્ય ગુંબદ છે. તેના ચારે ખૂણે સાત બાજુ વાળો એકેક બુરજ છે અને તે દરેક ઉપર વળી એકેક નાનો ગુંબદ છે. આ ઇમારતની ચારે તરફ બારે છજાં છે. આ ગુંબદની શોભા અવર્ણીય છે. તે ઉપરાંત વધુ ખુબી તો એ છે કે ગુંબદના ઉપરના ભાગમાં એક માણસના પગનો અવાજ એવું ભાન કરાવે છે કે જાણે આખું લશ્કરનું લશ્કર ચાલ્યું આવે છે. જો કોઇ બૂમ પાડી અવાજ કરે તો અનેક માણસો તેના જવાબ આપતાં હોય તેમ જણાય છે. ધીમી સરખી વાત કરે છતાં એક તરફથી બીજી તરફ સાંભળી શકાય છે. એક જણ ગુંબદની એક ભીંતે બેસે અને બીજો બીજી ભીંતે બેસી વાત કરે છતાં સાફ સાફ સાંભળી શકાય છે. એક તાળી પાડો તો સેંકડો તાળીઓનો ઝણકાર સાંભળી શકો છો. એમતો આગ્રાનો તાજ મહેલ દિલ્હીના હુમાયુ તથા સફદરજંગના મકબરામાં પણ પડઘો સંભળાય છે, પણ આ મકબરાનો જેવો પડઘો તો કોઇ ઠેકાણે પણ સંભળાતો નથી. આ મકબરાંની વીગત ઘણી રમુજી છે છતાં અત્રે

અસ્થાને થઇ પડવાના ડરથી બંધ રાખવામાં આવે છે.

રાણી રંભા એ સુલતાનની માનીતી રાણી હોવાથી તેમજ સુલતાન મહમદ ઇસ્લામનો પાબંદ હોવાથી અનુમાન કરવામાં આવે છે કે રાણી રંભા પણ ઇસ્લામની પાબંદ હોવી જોઇએ*



## જન્મ ક્યાંથી અબ ક્યા હુયે !

કદરદાન વાંચક બંધુઓ ! રજપૂતો અને મુસલમાન બાદશાહો વચ્ચે જે ગાઢો સંબંધ હતો તેના કારણ રૂપ આ આખા પુસ્તકનો ફરી એકવાર ઉપલક પરિચય કરાવવા ખાતર આ રાજવંશી રાજ રત્નોની હારમાળા આપ સાહેબોના હાથમાં રજુ કરૂં છું. આ હારમાળામાં કેટલાંક રાજ રત્નોનો પરિચય આ પુસ્તક દ્વારા વિગતવાર કરવાને ઐતિહાસિક મૌનતાને પરિણામે અશક્ત નીવડયો છું તો માત્ર આ હારમાળામાં તેઓના નામ જાણી સંતોષ પામશો એવી વિનંતિ સાથે આ પુસ્તક સમાપ્ત કરૂં છું.

### મહાન બાદશાહ અકબરની રજપુત રાણીઓ.+

(૧) જયપુરના રાજા બિહારીમલ કછવાહાની દીકરી જયપુરી રાણી.

(૨) બિકાનેરના રાજા કલ્યાણમલની દીકરી.

(૩) ડુંગરપુરના રાજાની દીકરી.

---

+ આ રાણીની હકીકત "નયરંગે ખ્યાલ" લાહોર ઓગસ્ટ (સ૦ ૧૯૨૮)ના લેખ ઉપરથી લેવામાં આવી છે.

* આ હકીકત "નયરંગે ખ્યાલ" ૯૬ નંબર પૃ. ૪ અને રિસાલા "અસરરી" સ. ૧૯૨૬ના એપ્રીલ અંકમાંથી લીધી છે.

(૪) તારા રાણી

(૫) મનભાવની રાણી

(૬) જયપુરના રાજા ભગવાનદાસ કછવાહાની દીકરી જયપુરી રાણી.

**બાદશાહ નુરૂદ્દીન જહાંગીરની રજપુત રાણીઓ.**

(૭) બાલમતી જોધબાઈ તે જોધપુરના રાજા ઉદેસીંગ રાઠોડની દીકરી.

(૮) રાજા રાયસિંહ કલ્યાણમલ રાઠોડ તે બિકાનેરના રાજાની કુંવરી.

(૯) જેસલમેરના રાજા રાવળ ભીમની કુંવરી.

(૧૦) કેશવદાસ જયમલ રાઠોડની કુંવરી.

(૧૧) રાજા જગતસિંહ માનસિંહ કછવાહાની કુંવરી.

(૧૨) રાજા રામચંદ્ર બુંદેલાની કુંવરી.

**શાહજાદા પરવીઝ જહાંગીરની રજપુત રાણીઓ.**

(૧૩) જોધપુરના રાઠોડ રાજા સુરજસિંહની કુંવરી.

**શાહજાદા મુરાદ બક્ષ ઈબ્ને શાહજહાંની રજપુત રાણી.**

(૧૪) શ્રીમતી બાઇ.

**શાહજાદા શુજાઅ ઈબ્ને શાહજહાંની રજપુત રાણી.**

(૧૫) કુંવરસેન કિશ્તવારીની કુંવરી

**શાહજાદા સુલયમાન શિકોહ વલ્દે દારા શિકોહની રજપુત રાણી.**

(૧૬) રાઠોડ રાજા ગજસિંહ સુરજસિંહની કુંવરી.

## મહાન મોગલ પ્રતાપી બાદશાહ આલમગીરની રજપુત રાણી.

(૧૭) કિસ્તવારના રાજાની કુંવરી નવાબ બાઇ.

## શાહજાદા મોહમ્મદ સુલ્તાન ઇબ્ને આલમગીરની રજપુત રાણી.

(૧૮) આસામ અને કુચબિહારના રાજા જયદ્દજની કુંવરી.

(૧૯) બાઈ ઉત્તમગીર.

## શાહઝાદા કામબક્ષ ઇબ્ને આલમગીરની રજપુત રાણી.

(૨૦) કલ્યાણ કુંવર તે મનોહરપુરના જાગીરદાર અમરસીંગની કુંવરી.

## શાહજાદા મોહમ્મદ સુલ્તાન ઇબ્ને આલમગીરની રજપુત રાણી.

(૨૧) રાજા કિસ્તવારની કુંવરી બાઈ ભૂપદઇ.

## બાદશાહ મોહમ્મદ આઝમ બહાદુરશાહ ઇબ્ને આલમગીરની રજપુત રાણી.

(૨૨) મહારાજા જસવંતસિંહના કાકાના દિકરા રાજા ઉદયસીંહ રાઠોડની કુંવરી.

(૨૩) નીઝામબાઇ લાલકુંવર.

## બાદશાહ જહાંદાર શાહની રજપુત રાણી.

(૨૪) અનોપબાઇ.

(૨૫) લાલ કુંવર.

**શાહજાદા અઝીમુશ્શાન ઇબ્ને બહાદુરશાહની રજપુત રાણી.**

(૨૬) રાજા કેસરીસીંહની કુંવરી.

**બાદશાહ ફેર્રુખસીયરની રજપુત રાણી.**

(૨૭) જોધપુરના મહારાજા અજીતસિંહ જશવંતસિંહની કુંવરી.

**બાદશાહ મોહમ્મદશાહની રજપુત રાણી.**

(૨૮) રાણી ઉધમબાઇ.

**બાદશાહ આલમગીર બીજાની રજપુત રાણી.**

(૨૯) ર્ણ લાલ કુંવર.

**બાદશાહ અકબર બીજાની રજપુત રાણી.**

(૩૦) લાલ બાઇ.

---

## છેવટ.

આ સમયમાં હિંદુસ્તાન કેવો આબાદ દેશ ગણાતો હતો કે હિંદુ મુસલમાનોમાં કેવો સંપ હતો? હિંદુ રાજ્ય વહીવટમાં મુસલમાનો ભાગ લેતા અને મૂસ્લીમ રાજ્ય વહીવટમાં હિંદુ ભાગ લેતા હતા. ધર્મને લીધે એક બીજા લડી મરતા ન હતા; ઉલટા નાત જાત કે ધર્મનો ભેદ રાખ્યા સિવાય રાજ કુંવરીઓનું બાદશાહી મહેલોમાં બેગમ તરીકે દાખલ થવું એ એક બીજા સાથે એક સંપીનો અજોડ દાખલો છે. હાલ આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ કરે છે તેની સત્તા અને સાધનો બાદશાહી વખત કરતાં વધારે છે તથાં રજાતો અંગ્રેજી રાજ્યમાં ભાગ લેતા પણ જણાય છે તો આજ સુધીમાં કોઈ અંગ્રેજ રાજકર્તા કે શાહી કુટુંબના માણસો સાથે ઇસ્લામી બાદશાહી ખાનદાનો સાથે જે પ્રકારનો રજપુતોનો સગપણનો સંબંધ હતો તેવો સંબંધ થયાનું જણાતું નથી. આ ઉપરથી વિચાર થાય કે તે વખતના બાદશાહો

અને રાજા મહારાજાઓ એકમેક સાથે કેવા ગાઢા ભાઈચારાથી કામ લેતા હશે! જો સત્તાના જોરથી રજપૂતોએ તેવાં સગપણ સાંધ્યા હોય એવું કહેવામાં આવે તો રજપુત જેવી ટેકીલી કોમ ઉપર ઉધાડું કલંક મુકવા સમાન છે, કારણ કે રજપુતો સત્તાના દાબમાં આવી બાદશાહી મહેલોમાં કુંવરીઓ મોકલી આપે એ માનવા જેવુંજ નથી. ઉંડો વિચાર કરવાથી માલુમ પડે છે કે તે વખતમાં જે સંપ હતો તેની નિશાનીરૂપ તે સગપણ હતાં. જો સત્તાના દબાણમાં કે રાજલોભમાં આવાં સગપણ બંધાયા હશે તો શું હાલની રાજસત્તા તે વખતની બાદશાહી સત્તા કરતાં કાચી પોચી છે? જો રાજલોભ ખાતર આવું બનવાનું ધારવામાં આવે તો શું હાલમાં પણ તેવો રાજલોભ નહિ પેદા થતો હોય? ના, ના. તેવું કાંઇ નહિ હતું. એતો ઇસ્લામી બાદશાહોની ઉદારતા અને એક દેશની પ્રજાના અરસપરસના ભાઈચારાના પરિણામેજ આવો સંબંધ રચાયો હતો.

આજે ધર્મની બાબત આગળ લાવી હિંદુ મુસલમાનોમાં ભેદભાવનું ધતીંગ જગાડવા કેટલાક ચળવળીઆ કોશીશ કરી રહ્યા છે. ખેર, હિંદુ ધર્મમાં આવો ભેદભાવ હોય કે ન હોય તે જુદી વાત છે, છતાં પહેલાનાં વખતમાં રજપુત રાજાઓ ઇસ્લામી બાદશાહોના સંબંધી બની રહેતા હતા તે ઉપરથી એટલું તો સમજાય છે કે આજે મુસલમાનો પ્રત્યે જેવો અણગમો જાહેર કરવામાં આવે છે તેવી વાત તો નહિજ હોય. કારણ કે જો તેવું હોત તો રજપૂત રાજાઓ આવું સગપણ બાંધે ખરા કે? કદિ નહિ. શું તે રાજાઓ હિંદુ નહતા? શું તે હિંદુ ધર્મ સમજતા નહતા? અરે! તેતો ક્ષત્રિય રાજાઓ હતા અને ક્ષત્રિઓ તો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજાઓ ગણાય છે, જેથી રાજાઓ હિંદુ ધર્મથી અંજાણ હોય તેવું મનાય નહિ. તે વખતમાં

હિંદુ મુસલમાનો એક દેશમાં વસતી બે ભાઇબંધ કોમો ગણાતી હતી. આજે પણ તેમજ છે. ફરક માત્ર એ છે કે તે વખતે જે હિંદુ રાજાઓ હતા તે પોતાની રૈયતને યોગ્ય શિખામણ આપી કામ ચલાવતા હતા. અમારૂં કહેવું એમ નથી કે તે વખતે ઇસ્લામી બાદશાહો અને હિંદુ રાજાઓમાં કજીઓ કંકાસ થતો નહિ. તેવી લડાઇઓ તો ઘણીએ થઇ હતી પણ શાંતી થઈ ગએ સગપણ અને સંબંધ ચાલુ થતાં હતાં. વળી તે વખતે તો રાજાઓ અને બાદશાહો લડતા હતા અને રૈયત નચીંત રહેતી હતી. હાલમાં તો રૈયતમાંજ કુસુંપ થવા લાગ્યો છે. ધર્મને નામે લોકો લડવા મરવા લાગ્યા છે. જેથી હાલમાં તો આપણે પહેલાંના કરતાં પણ વધુ એકસંપી કરવાનો વિચાર કરવો જોઇએ.

હાલમાં કેટલાક વેદ ધર્મ પ્રમાણે પોતે ચાલવાની વાતો કરી મુસલમાનોથી જુદા પડવાની દલીલો કરે છે તો સવાલ એ પેદા થાય છે કે મહાન મોગલ શહેનશાહ અકબરના દરબારમાં ઘણાએ હિંદુ પંડિતો રહેતા હતા તો શું તેઓ વૈદિક ધર્મથી અંજાણ હતા કે બાદશાહો સાથે તેવો ગાઢ સંબંધ પોતે રાખે અને રાજા મહારાજાઓને પણ તે પ્રમાણે વર્તવા દે? કેટલાંક વૈદિક ધર્મનાં પુસ્તકોનો અરબી ફારસી ભાષામાં તર્જુમો કરાવી એક બીજાના ધર્મની પીછાણ કરવામાં વાદવિવાદ પણ કરતા હતા પણ એકસંપી તુટતી નહોતી.

આ બધાં કારણો ધ્યાનમાં લઈ આ પુસ્તકનું મનન કરી આજ કાલ હિંદુસ્તાનમાં ચાલતા કજીઆ કંકાસ દૂર કરવા જે ભાઇઓ પ્રયત્ન કરશે તો આ પુસ્તકનો હેતુ સફળ થશે. હિંદુસ્તાનના દરેક શુભેચ્છકે આ પુસ્તક વાંચી પોતાના દિલ સાથે સવાલ કરવો જોઈએ કે "જબ કયા થા અબ કયા હયે?"

**સમાપ્ત.**

એકલબારાવાળા પીર શાહ કાયમુદ્દીન બાવા
સાહેબની અનુપમ કિતાબ

# નુરે રોશન.

---

**તસવ્વુફ "બ્રહ્મજ્ઞાન" અને સલુકનો એક
અખુટ ખજાનો.**

**હિંદુ મુસ્લિમ જોડાણની એક ઉમદા સાંકળ.**

**ખુદાને ઓળખવાનું એક ઉત્તમ સાધન.**

---

માંગરોલની ગાદીવાળા પીરઝાદાઓના એક મહાન વડીલ પીર શાહ કાયમુદ્દીન બાવા સાહેબની કીતાબ "નુરે રોશન" જે રૂહાનીયતનો ખજાનો અને ખુદાઈ જ્ઞાનનો ભંડાર છે અને જેમાં જ્ઞાનની ઉંડી વાતો અને છુપા ભેદોનો સંગ્રહ છે તે પીર સાહેબના મુરીદો ઘણીજ સાચવણથી રાખતા હતા અને કોઇને પણ આપતા નહોતા. હાલ તે કીતાબ મેળવી તેની ઉપર શરેહ લખી ગુજરાતીમાં બહાર પાડી છે. હિંદુ અને મુસલમાન બંનેને વાંચવા લાયક છે. ખાસ કરી ઇલ્મે રૂહાનીના તરસ્યાઓ માટે તે આબે હયાતની ગરજ સારે છે. છસો બત્રીસ પાનાનું દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ, સોનેરી નામ સાથના પાકા પુંઠાની કીંમત ત્રણ રૂપીઆ. પોસ્ટેજ જુદું. નીચેના સરનામે લખો.

**એડીટર ઝુલ્ફિકાર. હરીપુરા—સુરત.**

# મુન્શીઓ માટે ખાસ.

અમારા તરફથી "ઝુલ્ફિકાર" નામનું માસિક અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબની યાદગીરીમાં ગુજરાતી ભાષામાં નિયમસર ચાર વરસથી બહાર પડે છે. તેમાં દર માસે ચાલીસ સફા –પૃષ્ટનું લખાણ હોય છે અને તે સારા ગ્લેઝ કાગળ ઉપર છપાય છે. તેનું વરસ દહાડાનું લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૩–૦–૦ છે.

અમને કેટલાક મિત્રો ખાસ ભલામણ કરે છે કે નિશાળના મુન્શીઓ (મુસલમાન માસ્તરો)ને આ માસિક અડધી કીંમતે આપવું કે જેથી ગામના લોકોને તેનો લાભ મળી શકે. આથી અમે એવો ઠરાવ કર્યો છે કે જે મુન્શીઓ આ માસિકનો લાભ લેવા માગતા હોય તે જો અડધું લવાજમ એટલે રૂ. ૧–૮–૦ અમને અગાઉથી મનીઓર્ડરથી મોકલી આપશે તો અમે બાર મહીના સુધી તે માસિક અડધા લવાજમમાં તેમને પુરૂં પાડીશું. શરત એ છે કે આ મુન્શી-ઓ કોઇપણ સરકારી કે સરકારમાં રજીષ્ટર થએલી નિશાળની નોકરી ઉપર ચાલુ હોવા જોઇએ. આ મુન્શીઓમાં મુસલમાન આસીસ્ટંટોનો પણ સમાવેશ થાય છે.

જે મુન્શીઓ દરેક મહીને એક સારો લેખ માસિક માટે અમને નિયમસર મોકલી આપશે તો અમે તે લેખ માસિકમાં છાપીશું અને તેમને મસિક માત્ર બાર આનામાં આખા વરસ માટે પુરૂં પાડીશું. આમાં શરત એ છે કે બાર મહીનામાં બાર લેખ અમને યોગ્ય રીતે મળવા જોઇએ.

આ લાભ અમે નિશાળના મુસલમાન મુન્શીઓને ખાસ આપવા માગીએ છીએ કે તેમની મારફત ઇસ્લામી ભાઇઓમાં વાંચનનો વિશેષ શોખ પેદા થાય. ઇસ્લામી સ્ત્રી શિક્ષકોને એક રૂપી-આમાં આપીશું. નમુનાની નકલ મફત.

એડીટર–ઝુલ્ફિકાર. હરીપુરા, મુ. સુરત.

